અજબ બહાદુરે કરેલ

# હીરાલાલ અગ્રવાલ ખૂન કેસ

અને

# રાજકુમારી સત્યાદેવી કેસ.



સત્યપ્રકાશક કાર્યાલય.

૯૦, સી.પી.ટેન્કરોડ મુંબઈ નં. ૪.

ખડગબહાદુરે કરેલ

# હીરાલાલ અગ્રવાલ ખૂન કે

અને

# રાજકુમારી મયાદેવી કેસ



પ્રકાશક—સત્ય પ્રકાશક કાર્યાલય.

૪૭, સી. પી. ટેંક રોડ—મુંબઈ નં. ૪.



આવૃત્તિ ૧ લી ] સને ૧૯૨૯ [ પ્રત ૨

કિંમત સવા રૂપિયો.

# પ્રસ્તાવના



આ જાતનાં પુસ્તકો સમાજને અતી પ્રિય હોય અગર ખરેખર જરૂરનાં હોય તેમ મારો આગલો અનુભવ આજ સુધીમાં મારા તરફથી બહાર પડેલા પુસ્તકોનાં વેચાણ ઉપરથી મજબુત થાય છે.

આ જાતના પુસ્તકો પ્રગટ કરવાનો મારો આ પ્રમાણીક ધંધો આજે લાંબા વરસોથી પ્રભુ કૃપાએ ચાલ્યા કરે છે.

અને આ ધંધા દ્વારા હું જનસમાજની કંઇ ઉપયોગી સેવા કરી શકયો છું એમ મને લાગે છે.

મારી આ માન્યતા બરોબર હોય તો હુ મને પોતાને આ કાર્ય માટે કૃતાર્થ માનું છું.

લી. સેવક;

પ્રાણજીવન કે. દેશાઇ.

માલેક—સત્ય પ્રકાશક કાર્યાલય.

૪૭, સી. પી. ટેંક રોડ મુંબઇ નં. ૪

તારીખ
૧૫-૧-૨૯



# અર્પણ.

## શ્રીમાન પૂજ્ય આર. કે. મોદી.

મહાશય!

આપ મુંબઇના આગેવાન વેપારી છો, વળી રાજકીય, સામાજીક અને સાહિત્ય વિષયમાં સારો રસ લેવા ઉપરાંત આવા કામમાં આપ ઉદાર વૃત્તિથી પોતાની જાત સેવા ને લક્ષ્મીનો યોગ્ય ફાળો આપો છો તે જાણીતી વાત છે. સામાજીક અપકૃત્ય સામે આપનો આત્મા કકળી ઉઠે છે. તે વીદારવા જેટલું બની શકે તેટલું કરવા આપ ચૂકતા નથી. તેમાં જે, જે, મુશ્કેલીઓ આવે તે દૂર કરવા પૂર્ણ ધૈર્ય, હિંમત અને કુશળતા બતાવી શકો છો. આવી આપની ઉદાર વૃત્તિ, સેવાભાવ, ધૈર્ય અને અડગ હિંમત જેવા સદ્ગુણોથી તેમજ મને લઘુ બંધુ ગણી જે અનન્ય ભાવ બતાવો છો તેથી આ પુસ્તક આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

સેવક,

પ્રાણજીવન કે. દેસાઇ

# ખડગ બહાદુરસિંહે કરેલ
# હીરાલાલ અગ્રવાલ ખૂન કેસ.

---

## શ્રી. હીરાલાલ અગ્રવાલનું ખૂન.

શનીવાર તા. ૨૬મી ફેબ્રુઆરી ૧૯૨૭ના રોજ સાંજના કલકત્તાના એક શ્રીમંત વેપારીના ખુનના સમાચાર પવન વેગે શહેરમાં ફેલાતાં હોહાકાર થઇ રહ્યો હતો, પરંતુ બીજે દિવસે સવારે ખુનની વિગતવાર ખબરો મળતાં લોકોને જણાયું હતું કે એ ખુન અકારણ ન હતું.

છેલ્લા થોડા સમયથી કલકત્તામાં એક એવી ટોળી ઉભી થઇ હતી કે જે નેપાલમાંથી ખુબસુરત, નિર્દોષ અને યુવાન છોકરીઓને ફોસલાવી, ફસાવી લાવતા અને તેમને કલકત્તામાં કે આસપાસના શહેરોમાં અનીતિના ધંધા માટે વેચતા. આ બનાવથી કલકત્તામાં વસતા ગુરખાઓનું લોહી ઉકળી આવ્યું હતું અને તેઓએ જાહેર સભા ભરી એવા બનાવો સામે પોતાનો રોષ જાહેર કર્યો હતો. એ પ્રસંગે કલકત્તામાં એક ગુરખા મંડળ પણ સ્થાપવામાં આવ્યું હતું. એ મંડળનો માનદ મંત્રી ખડગ બહાદુરસિંહ નામનો કલકત્તા યુનીવર્સિટીની કાયદાની કોલેજનો વિદ્યાર્થી હતો. ખડગ બહાદુરસિંહને લાગ્યું કે માત્ર શબ્દથી રોષ બતાવવાથી કાંઇ વળવાનું નથી, પરંતુ એવાં કાળાં કામો કરનારાઓને યોગ્ય સજા કરવી

જોઇએ. એથી. તેણે હીરાલાલ અગ્રવાલ કે જેને ત્યાં એક નેપાલી રાજકુમારીને વેચવામાં આવી હતી તેનોજ પહેલો શિકાર કરવાનો નિશ્ચય કર્યો.

પોતાના નિશ્ચયનો અમલ કરવા ખડગ બહાદુરસિંહે કેટલાક પ્રયત્નો કર્યા, પરંતુ તે નિષ્ફળ ગયા. છેવટે તા. ૨૬મી ફેબ્રુઆરીએ સાંજના તે હીરાલાલની મુલાકાત કરવાને બહાને તેને ત્યાં ગયો, હીરાલાલના રૂમમાં દાખલ થતાં તેણે તેને ( હીરાલાલને ) એક પત્ર આપ્યો. હીરાલાલ એ પત્ર ફોડીને વાંચવા માંડે છે એટલામાં તો ખડગ બહાદુરસિંહે પોતાના કપડાં નીચે છુપાવેલી " કુકરી " ખેંચી અને હીરાલાલની ગરદન ઉપર ચલાવી. હીરાલાલ તરતજ પોતાના ઘુંટણ પર પડયો અને ખડગ બહાદુરસિંહને દયા કરી પોતાને બચાવવા કાલાવાલા કરવા લાગ્યો. ખડગ બહાદુરસિંહે જોયું કે પોતાનો પહેલો ઘા સફળ નથી થયો, તેથી તેણે બીજા બે ઘા કર્યા. આ ધમાધમનો શોરબકોર સાંભળતાંજ હીરાલાલના મકાનના માણસો તેની મદદે દોડી આવ્યા અને ખુબ ઝપઝપી પછી તેઓ ખડગ બહાદુરસિંહને પકડી શકયા. એ ઝપાઝપીમાં ખડગ બહાદુરસિંહનું માથું પણ રંગાયું.

## મૃત્યુ પત્ર

ખડગ બહાદુરસિંહે હીરાલાલને આપેલો પત્ર લોહીથી ખરડાઇ ગયો હતો. તેમાં લખ્યું હતું કે, " બદમાશ, લે વાંચ આ તારૂં મૃત્યુ પત્ર."

હીરાલાલને તરતજ કેમ્પબેલ હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યો હતો કે જ્યાં તે તા. ૨૮ મીએ મરણ શરણ થયો હતો.

ખડગ બહાદુરસિંહને પોલીસને સ્વાધીન કરવામાં આવ્યો.

## પોલીસ કોર્ટ.

ખુન પછી બરાબર એક અઠવાડીયે એટલે કે શનીવાર તા. ૫ મી માર્ચ ૧૯૨૭ ના રોજ ખડગ બહાદુરસિંહને હિરાલાલ અગ્રવાલ નામના નં ૪ મીસન રો ખાતે લાખનો ધંધો કરતા મોટા વેપારીનું કુકરી વડે ખુન કરવાના આરોપસર ફોઝદારી કાયદાની કલમ ૩૦૨ પ્રમાણે વડા પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ મી. ટાઇસન સમક્ષ ઉભો કરવામાં આવ્યો હતો.

પોલીસ તરફથી પબ્લીક પ્રોસીક્યુટર ( સરકારી વકીલ ) રાય બહાદુર ટી. એન. સાધુ, એડવોકેટ મી. કે. ગુપ્તા અને વકીલ મી. બી. બી. શાહ હાજર થયા હતા. બચાવ પક્ષ તરફથી મેસર્સ. એસ. સી. ચેટરજી અને બી. એન. દત્તની ફરમાસથી બેરીસ્ટર મી. એચ. એમ. બોઝ હાજર થયા હતા.

શરૂઆતમાં બચાવ પક્ષના બેરીસ્ટરે પોતાને આરોપી સાથે મુલાકાત ન થયેલી હોવાના કારણસર મુદત માંગી હતી, પરંતુ મેજીસ્ટ્રેટે તેમને અદાલતમાંજ મુલાકાત લેવા દીધી હતી.

## મુકદ્દમાની વિગત

રા. બ. ટી. એન. સાધુએ મુકદ્દમો રજુ કરતાં જણાવ્યું કે હીરાલાલ અગરવાલ એક મોટો વેપારી હતો અને નં. ૪ મીશન રો ખાતે આવેલી પોતાની પેઢીમાં ધંધો ચલાવતો હતો. તે ઘણો શ્રીમંત હતો. ગઇ તા. ૨૬ મી ફેબ્રુઆરીએ બપોરના દોઢ વાગ્યાને સુમારે

આરોપી; હીરાલાલની પેઢી પર આવ્યો અને તેમની મુલાકાત લેવાનું જણાવ્યું. હીરાલાલના કારકુન ચક્રવર્તીએ આરોપીને થોભવા જણાવ્યું, પરંતુ આરોપીએ રાહ ન જોતાં હીરાલાલની રૂમમાં ધસી જઇ તેમના નામનો પત્ર આપ્યો. તે પત્રમાં નીચેના શબ્દો છેઃ—

'નીચ બદમાસ, વાંચ આ તારૂં મૃત્યુ પત્ર."

હીરાલાલ એ પત્ર વાંચતો હતો એટલામાં આરોપીએ તેમના પર બે ઘા કર્યા જેથી હીરાલાલ નીચે ઢળી પડયો. તે પછી પણ આરોપીએ તેના ઉપર કેટલાક ઘા કર્યા. પોલીસ સર્જનનો એવો અભિપ્રાય છે કે મરનારને થયેલા સંખ્યાબંધ ઝખમોથી તેનું મરણ નિપજ્યું હતું.

## આરોપીનું સ્ટેટમેન્ટ

બાદ આરોપીનું સ્ટેટમેંટ નોંધી લેનાર ઑનરરી મેજીસ્ટ્રેટ મી. આઇ. જે. કોહેનને જુબાની લેવા બોલાવવામાં આવ્યા હતા.

સરકારી વકીલે મી. કોહેનને એ સ્ટેટમેંટ વાંચવા જણાવતાં બચાવ પક્ષના બેરીસ્ટરે તે સામે વાંધો ઉઠાવ્યો હતો. કાયદાની કેટલીક ચર્ચા બાદ મેજીસ્ટ્રેટે મી. કોહેનને એ સ્ટેટમેંટ વાંચવા દીધું હતું અને તે દાખલ કર્યું હતું. એ સ્ટેટમેન્ટ નીચે પ્રમાણે હતુંઃ—

## વેરની લાગણી

"રાજકુમારીના મુકદ્દમાની વિગત વર્તમાનપત્રોમાં આવતાં તે તરફ મારૂં ધ્યાન ખેંચાયું. એ મુકદ્દમા સંબંધી પોલીસ તપાસ ચલાવતી હતી તે દરમ્યાન મને રાજકુમારી સાથે મુલાકાત થઇ હતી

અને તેની સાથે મને ઘણી ઘણી વાતચીત પણ થઇ હતી. તે ઉપરથી મને જાણવા મળ્યું કે હીરાલાલ અને બીજાઓ રાજકુમારી ઉપર અમાનુષી જુલમ અને અત્યાચાર ગુજારે છે. તેથી મારૂં લોહી ઉકળી આવ્યું અને મેં વેર લેવાની પ્રતિજ્ઞા લીધી. જેમ જેમ દિવસો વીતતા ગયા .તેમ તેમ મારી વેરની લાગણી વધારેને વધારે મજબુત થતી ગઇ.

## બેજ હેતુ

"કલકત્તાના ગુરખાઓ પણ આ બનાવથી બહુજ ઉશ્કેરાઇ ગયા હતા. કલકત્તા ગુરખા એસોસીએશન કે જેનો હું મંત્રી છું, તેણે આ મુકદ્દમો હાથમાં લીધો અને સ્થાનિક ગુરખાઓની બે સભાઓ બોલાવી. તેઓએ આ મુકદ્દમો ચલાવવામાં પોલીસને મદદ કરવા વચન આપ્યું અને જે કાંઇ માહિતિ તેઓએ એકઠી કરી હતી પોલીસ સત્તાવાળાઓ સમક્ષ રજુ કરી દીધી. નેપાલની સરકાર તેમજ હિંદી સરકાર પણ આ બાબતમાં ઘટતાં પગલાં લઇ રહી હતી. આ બધું ચાલી રહ્યું હતું એટલામાં રાજકુમારીના દાદા થવા જેટલી ઉંમરના એ બદમાશની વિષયવાસનાનો ભોગ બનેલી રાજકુમારી માયાદેવી ગંભીર માંદગીને બીછાને પડી. મને ખાત્રી થઇ કે તેના ઉપર ગુજરેલા અત્યાચારોનુંજ એ પરિણામ છે. એ વખતે રાજકુમારી માયાદેવી દર્દથી પીડાતી લેડી ડફરીન હોસ્પીટલમાં પડી હતી. મેં મારી યોજનાનો અમલ કરવાનો ગંભીરપણે વિચાર કરવા માંડયો. મારા હેતુ બેજ હતા. એક તો એ કે હીરાલાલ અને તેના જેવા બીજા જેઓ નેપાલી સ્ત્રીઓ અને છોકરીઓની પવિત્રતા લુંટી તેમનું જીવન પાયમાલ કરી રહ્યા હતા, તેવાઓને ધડો બેસાડવો, અને

બીજો હેતુ એ હતો કે બહાદુર ગુરખાઓને તેઓનો જે સામાજીક અધઃપતન અને સડો થઇ રહ્યો હતો તેનું ભાન કરાવી જાગૃત કરવા. આ બે મૂખ્ય હેતુથી મેં હીરાલાલનું માથું ઉડાવી દેવાની પ્રતિજ્ઞા કરી.

## ખરી અહિંસા

"મહાત્મા ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતના ઉપદેશ પછી હું અહિંસાનો ચુસ્ત અનુયાયી બન્યો હતો. પરંતુ જે કામને મેં આજથી બે મહીના પહેલાં ધિક્કારી અને વખોડી કાઢ્યું હોત તેજ કામ કરવાની બદમાશોએ મને ફરજ પાડી. મારે માટે બીજો કોઇ માર્ગ નહોતો. હું ધારૂં છું કે મેં જરા પણ હિંસા કરી નથી બલકે મોટામાં મોટી અહિંસાજ પાળી છે, કેમકે માત્ર એકજ જીંદગીને ભોગે સેંકડો નિર્દોષ બાળાઓનાં જીવન પાયમાલ થતાં બચાવવાના કાર્યમાં પ્રભુએ મને હથિયારરૂપ બનાવ્યો છે.

## ધાર્યું હોત તો નાશી છુટત

"મેં ધાર્યું હોત તો મારી કુકરી બધાઓ ઉપર અજમાવતો હું નાશી શકત, પરંતુ મારે તે તો કરવું નહોતું. મારી પોતાની જીંદગી કરતાં બીજાઓની જીંદગી મેં વધારે કિંમતી ગણી હતી. તેથીજ મેં તેમને મારા હાથમાંથી કુકરી લઇ લેવા દીધી અને પોલીસ આવતા સુધી પંદર મીનીટ સુધી મારા પર મુક્કા અને લાતોનો વર્ષાદ વરસાવવા દીધો.

"મેં પુરેપુરી સમજપૂર્વક અને પરિણામ શું આવશે તેનો પુરો વિચાર કરીનેજ આ કર્યું છે."

## ડોકટરોની જુબાની

તે પછી હીરાલાલના શબનું "પોસ્ટ મોરટમ" કરનાર મેજર ડેએ જુબાની આપતાં જણાવ્યું કે મરનારને મોટા જખમો પાંચ થયા હતા, જેમાંનો એક સૌથી વધુ ગંભીર પ્રકારનો હતો. મારા અભિપ્રાય પ્રમાણે જખમ અને મધુમેહના દર્દથી જ્ઞાનતંતુઓ બંધ પડવાથી મરણ નીપજ્યું હતું, જો કે મરનારને થયેલા અનેક જખમો પણ મરણનું કારણ ગણી શકાય.

તે પછી હીરાલાલની પેઢીના જે માણસોને ખડગ બહાદુરસિંહના હાથમાંથી કુકરી ખુંચવી લેતાં જખમો થયા હતા તેની સારવાર કરનાર ડોકટરોએ તે જખમો સંબંધી જુબાની આપી હતી.

## હીરાલાલના કારકુનની જુબાની

તે પછી મરનાર હીરાલાલ અગરવાલના કારકુન દસરથી ચક્રવર્તીએ જુબાની આપતાં જણાવ્યું કે હું હીરાલાલ બાબુની પેઢીમાં નોકરી કરું છું અને તેઓ જે ઓરડામાં બેસે છે તે ઓરડામાંજ હું પણ બેસું છું. શણ ખાતાને લગતી ટપાલ હીરાલાલ બાબુ પોતે અથવા બંગશી બાબુ કે હું ખોલું છું. શનીવારે બપોરે એક દોઢ વાગ્યાને સુમારે આરોપી પેઢી પર આવ્યો અને જણાવ્યું કે તે હીરાલાલ બાબુને મળવા માગે છે. આરોપીએ પૂછ્યું કે "હું અંદર આવું ?" હીરાલાલ બાબુએ જવાબ આપ્યો, "હા." હું મારા ઓરડામાંથી નંદલાલ શાહ, બીસનલાલ ચોધરી અને બીન્દ બાસીનીને જોઈ શકું છું. આરોપીએ ઓરડામાં દાખલ થઇને જણાવ્યું કે "હું

હાવરાથી આવું છું." મેં તેને ખુરસી પર બેસવા જણાવ્યું અને પૂછ્યું કે. "તમારે શું કામ છે?" આરોપીએ જવાબ આપ્યો કે, "હું હીરાલાલ બાબુ સાથે ખાનગીમાં વાતચીત કરવા માગું છું."

## ખુન

આરોપીએ હીરાલાલ બાબુ બેઠા હતા તે ટેબલની સામી બાજુએ બેઠક લીધી. પછી તેણે ઉભા થઈને એક કાગળ કાઢી હીરાલાલને તે આપતાં જણાવ્યું કે "તે આપનો ખાનગી પત્ર છે." કાગળ આપીને આરોપી બારણાં તરફ સહેજ પાછો હઠયો. હીરાલાલ બાબુએ કાગળ લઈને ઉભો અને જેવો તે કાગળ વાંચવા જાય છે કે આરોપીએ કુકરી વડે હીરાલાલ બાબુની ગરદનના પાછલા ભાગ ઉપર ઘા કર્યો. તે ઉપરાંત શરીરના બીજા ભાગ ઉપર પણ તેણે જખમો કર્યા. હીરાલાલ બાબુ નીચે ગબડી પડયા. હું તો ગભરાઈ ગયો હતો. હું તરતજ એમ્બ્યુલંસ માટે ટેલીફોન કરવા ગયો. હીરાલાલ બાબુએ ચીસ પાડી તે સાંભળીને ખીંદા બાશીની, નંદલાલ અને બીસન બાબુ દોડી આવ્યા તેઓએ ત્રણે મળીને આરોપીને પકડયો.

હું ટેલીફોન પરથી પાછો ફર્યો ત્યારે આરોપી પોલીસના હાથમાં હતો. હીરાલાલ બાબુ તે વખતે અમારા કેશીયર બાબુની ચટાઈ ઉપર પડેલા હતા. એમ્બ્યુલંસવાળાઓએ હીરાલાલ બાબુને પાટાપીંડી કર્યા અને એમ્બ્યુલંસમાં તેમને લઈ ગયા.

પેલો કાગળ ઓળખાવતાં સાક્ષીએ જણાવ્યું કે તે કાગળ ટેબલ ઉપર પડેલો હતો અને તેના ઉપર લોહીના ડાઘ હતા. હીરાલાલ બાબુને

હોસ્પીટલમાં લઇ ગયા ત્યારે મેં એ કાગળ અને કવર પોલીસને સ્વાધીન કર્યાં. હતાં. હું ટેક્ષીમાં એમ્બ્યુલંસ સાથે ગયો અને ડોકટરને જઇને કહ્યું કે એક માણુસને કુકરીના જખમ કરવામાં આવ્યા છે તેમને એમ્બ્યુલંસમાંથી ઉતારી અંદર લાવવા માટે માણુસો મોકલો.

મેજીસ્ટ્રેટ—પહેલો ઘા પડયા પછી હીરાલાલ પડી ગયા હતા ?

સાક્ષી-—હું કહી શકતો નથી.

મેજીસ્ટ્રેટ—પડી ગયા પછી હીરાલાલને ઘા મારવામાં આવ્યા તે તમે જોયા હતા ?

સાક્ષી—તે પણુ હું કહી શકતો નથી.

બાદ વધુ તપાસ સોમવાર પર મુલતવી રહી.

## આરોપીની નાદુરસ્ત તબીયત

શનીવારે ચાલેલા મુકદ્દમાનો હેવાલ પ્રગટ થતાં લોકોનું તે તરફ ધ્યાન દોરાયું હતું અને સોમવારે મુકદ્દમાની સુનાવણી નીકળે તે પહેલાં લોકોના ટોળાંથી અદાલતનું મકાન ચીકાર ભરાઇ ગયું હતું.

શહેરમાં એવી વાતો ફેલાઇ હતી કે રાજકુમારી ખડગ બહાદુરસિંહની બાળપણુની સહચારીણી હતી. રાજકુમારીએ થોડા સમય પર પોલીસમાં એવી ફરિઆદ નોંધાવી હતી કે બે માણુસો તેને પોતાના વતનમાંથી ફસાવી લાવ્યા હતા અને રૂ. ૧૭૦૦માં તેને હીરાલાલ અગરવાલને વેચી હતી. વધુમાં તેણે એવી પણુ ફરિયાદ કરી હતી કે હીરાલાલ અગરવાલ તેના પર જુલમ ગુજારતો હતો તેથી તે તેને ત્યાંથી નાશી છુટી છે. આમ છતાં હીરાલાલનાં ભાડુતી માણુસો તેને સતાવે

છે. વધુમાં તેણે પોલીસ રક્ષણની માગણી કરી હતી. હીરાલાલનું ખુન થયું તે અરસામાં પોલીસ આ ફરિઆદ વિષે તપાસ ચલાવતી હતી.

## નાણાં કઢાવવાનો આક્ષેપ

સોમવારે સુનાવણી આગળ નીકળતાં મેજીસ્ટ્રેટે જણાવ્યું કે આરોપીની તબીયત નાદુરસ્ત હોવાથી મુકદ્દમો આજે નહિં ચાલે પરંતુ કાલે આગળ ચાલશે. આથી લોકોમાં ભારે નિરાશા ફેલાઇ હતી.

આ પછી બચાવ પક્ષના બેરીસ્ટર મી. બોઝે જણાવ્યું હતું કે ઑનરરી મેજીસ્ટ્રેટ મી. આઇ. જે. કોહેને મરનારના નોંધેલા સ્ટેટમેંટમાં મરનારે એવું જણાવેલું હોવાની નોંધ કરવામાં આવી છે કે મરનારે એમ જણાવ્યું હતું કે આરોપીએ ધમકી દઇને મરનાર પાસેથી રૂપીઆ એક લાખ કઢાવવાનો પ્રયત્ન કર્યો હતો. આથી અમે (બચાવ પક્ષ) ઢાકાની જગન્નાથ કોલેજ કે જેમાં આરોપી બી. એ. થયો છે, તેના પ્રીન્સીપાલ રાયબહાદુર સત્યેન્દ્રનાથ ભટ્ટને સાક્ષી તરીકે લાવવા માગીએ છીએ.

મેજીસ્ટ્રેટ—હું ધારૂં છું કે આરોપીના ચારિત્રના સંબંધમાં તેમને બોલાવવા માંગો છો ?

મી. બોઝ—જી હા.

કાયદાની કેટલીક ચર્ચા પછી મેજીસ્ટ્રેટે જણાવ્યું હતું કે આ મુકદ્દમો હાઇ કોર્ટમાં આજે શરૂ થતી સેશન્સમાં જાય એમ હું ઇચ્છું છું. માટે બચાવ પક્ષ પોતાના સાક્ષીઓ સેશન્સ કોર્ટમાં બોલાવી શકશે.

મી. ઓઝે એ સુચના સ્વીકારી હતી અને પોતાના સાક્ષીઓ સેશન્સમાં બોલાવવાનું નક્કી કર્યું હતું.

બાદ વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## પોલીસ કોર્ટમાં છેલ્લો દિવસ

બીજે દિવસે એટલે કે મંગળવાર તા. ૮મી માર્ચ પોલીસ તપાસનો દિવસ હતો. મુકદ્દમો સાંભળવા માટે લોકોની મેદની આગલા દિવસ જેટલીજ હતી. તે દિવસે તપાસવામાં આવેલા સાક્ષીઓમાં સૌથી અગત્યની જુબાની રાજકુમારી માયાદેવીની હતી કે જેની ખાતર ખડગ-બહાદુરસિંહે હીરાલાલ અગરવાલનું ખુન કર્યું હતું.

## પોલીસ ઈન્સપેકટરની જુબાની

હેર સ્ટ્રીટ પોલીસ ચોકીના ઇન્સપેકટર મી૦ જેર્નાંગ્સે શરૂઆતમાં જુબાની આપતાં જણાવ્યું કે તા. ૨૬ મી ફેબ્રુઆરીએ બપોરના બે વાગ્યાના સુમારે પોલીસ સીપાઇ મહાદેવસિંહ આરોપીને પોલીસ થાણા પર લઇ આવ્યો. મેં ફોજદારી કાયદાની કલમ ૩૨૬ પ્રમાણે કેસ દાખલ કર્યો. આરોપીને ઇજા થયેલી હોવાથી તેને મેડીકલ કોલેજની હોસ્પીટલમાં મોકલ્યો. તે પછી હું મીશન રો ખાતે બનાવવાળી જગ્યાએ ગયો. ત્યાં સબ ઇન્સપેકટરે મને એક પત્ર આપ્યો. આ ઉપરાંત મેં ટેબલ ઉપર પડેલા ટુવાલ અને ચાદરનો કબજો લીધો કેમકે તે લોહીથી ખરડાયેલાં હતાં. બીજો એક અમલદાર આરોપીનો કોટ અને પાટલુન લઇ આવ્યો. તે કપડાં પણ લોહીથી ખરડાયેલાં હતાં. મેં એ બધાં કપડાં હેડ કોન્સ્ટેબલ સાથે રસાયણીક પૃથક્કરણ શાસ્ત્રીને (કેમીકલ એનેલાઇઝર) મોકલ્યાં અને તેમનો એ વિષે રીપોર્ટ મેળવ્યો.

પાછળથી આરોપી સામેનો આરોપ ફેરવીને ફોઝદારી કાયદાની કલમ ૩૦૨ પ્રમાણે ઘડવામાં આવ્યો અને તેનો મુકદમો નોંધાવવામાં આવ્યો.

મેજીસ્ટ્રેટ—આરોપીના માથા પર ઇજા થઈ હતી કે?

સાક્ષી—જી હા. અને તેથી મેં તેને હોસ્પીટલમાં મોકલ્યો હતો.

## રાજકુમારીની જુબાની

પછી રાજકુમારી માયાદેવી કે જેની ખાતર ખડગ બહાદુરસિંહે પોતાની જીંદગી જોખમમાં નાખીને હીરાલાલ અગરવાલનું ખુન કર્યું હતું, તે બાળાની જુબાની લેવામાં આવી હતી.

સ—તમે હીરાલાલ અગરવાલને ઓળખતાં હતાં કે?

જ—પહેલાં હું નહોતી ઓળખતી.

સ—ત્યારે તમે તેને કયારથી ઓળખો છો?

જ—પદ્દમાપ્રસાદ મને તેને ત્યાં લઇ ગયો ત્યારથી હું તેને ઓળખું છું.

સ—તમે હીરાલાલ સામે ફરિઆદ કરી હતી કે?

જ—મેં હીરાલાલ વિરૂદ્ધ ડેપ્યુટી પોલીસ કમીશનરને અરજી કરી હતી.

સ—તે પછી પણ તમે હીરાલાલને ત્યાં રહેતાં હતાં કે?

જ—ના જી. તે પછી હું તેનું ઘર છોડી ગઇ હતી.

સ—ત્યારે તમે કયાં ગયાં.

જ—હું લાલ બજારમાં માનસીંઘને ત્યાં ગઈ.

સ—ત્યાં ગયાને કેટલો વખત થયો?

જ—હું ત્યાં લગભગ મહીના પહેલાં ગઇ હતી.

સ—તમે ફરિઆદ ક્યારે નોંધાવી હતી તે તમને યાદ છે કે ?

જ—મને યાદ છે ત્યાં સુધી મેં તે ફરિઆદ મહા વદ ચોથને દિવસે નોંધાવી હતી.

સ—તે અરજી પર તમારી સહી છે. ?

જ—ના. કેમ કે હું લખી વાંચી જાણતી નથી.

સ—ત્યારે અરજી પર કોણે સહી કરી ?

જ—અરજી ઉપર મારી વતી માનસિંધનાં પત્ની મીંયાદેવીએ સહી કરી હતી.

સ—ખડગ બહાદુરસિંહ તમારા સગા થાય છે ?

જ—તે મારી માતાના દૂરદૂરના સગા થાય છે.

સ—તે તમારા સગા ભાઇ છે ?

જ—ના. તે મારા સગા ભાઈ નથી, પરંતુ એક રીતે ભાઇ તો ખરા.

સ—તે તમને ક્યાં મળ્યા હતા ?

જ—માનસિંધને ત્યાં

સ—શા માટે ?

જ—હું બિમાર પડી હતી તેથી તે મને જોવા આવતા.

સ—કેટલી વખત આવ્યા હતા ?

જ—બે ચાર વખત આવ્યા હશે.

સ—તમે હીરાલાલને ત્યાં તમારી રાજીખુશીથી રહેતાં હતાં ?

જ—ના.

સ—તમે હીરાલાલ સામે કરેલી અરજીનું શું થયું ?

જ—તે સંબંધી ઇન્સ્પેક્ટર મદન મોહન ચક્રવર્તી તપાસ કરવા માટે મારી પાસે આવ્યા હતા.

મી. બોઝ—(બચાવ પક્ષ તરફથી) તમે નેપાલના રાજકુટુંબનાં સગાં છો.

જ—હા.

મી. બોઝ—તેથીજ તમારૂં નામ રાજકુમારી છે?

જ—જી, હા.

મી. બોઝ—તમારા પિતાનું નામ?

જ—મારા પિતાનું નામ બાબર જંગ

મી. બોઝ—તેઓ કયાં રહે છે?

જ—જનકપુરમાં.

## બીજા પોલીસ ઇન્સપેકટરની જુબાની

તે પછી બીજા પોલીસ ઈન્સપેકટર મદન મોહન ચક્રવર્તીએ જુબાની આપતાં જણાવ્યું કે રાજકુમારી તરફથી મને અરજી મળી હતી. એ અરજીના સબંધમાં હું રાજકુમારીને તેમજ ખડગ બહાદુર સિંહને મળ્યો હતો. ખડગ બહાદુરસિંહ પણ મને તા. ૨ જી ફેબ્રુઆરીને દિવસે પોલીસ થાણા પર મળ્યા હતા. તેઓ ગુરખા એસોસીએશનના મંત્રીનો પત્ર લઇને આવ્યા હતા. તેમણે મને રાજકુમારીની અરજી સબંધી તપાસમાં મદદ કરવા કહ્યું હતું. રાજકુમારીને હું જાન્યુઆરી અધવચમાં મળ્યો હતો. ત્યાં સુધી ખડગ બહાદુરસિંહની મને મુલાકાત થઇ ન હોતી. રાજકુમારીને હું મળ્યો ત્યારે તે નં. ૪૦/૧ સદાવાલા ગલીમાં રહેતી હતી. માનસિંઘની પત્ની મીયાં કુમારી તે વખતે તેની સાથે હતી. રાજકુમારીએ જણાવ્યું કે એ અરજી તેની છે. આથી હું તેને ડેપ્યુટી પોલીસ કમીશનર પાસે લઇ ગયો. મેં

અરજીના સબંધમાં દશેક દિવસ તપાસ ચલાવી હતી. અરજીમાં બે જણાઓ સામે ફરિઆદ હતી, જેમાંનો એક હીરાલાલ અગરવાલ હતો. તેઓ સામે ચોકકસ આરોપો મુકવામાં આવ્યા હતા. ગુરખા એસો-સીએશન તરફથી પણ મને એક નોટીસ મળી હતી.

સરકારી વકીલ—તેની ઉપર સહી કોની હતી તે તમે જાણો છો ?

સાક્ષી—આરોપી પાસેના કાગળો ઉપરની સહીને મળતી તે સહી છે. તપાસ દરમીયાન ગુરખાઓની સભાના ઠરાવોની નકલ મને મળી હતી તેના ઉપર પણ આરોપીની સહી જેવી સહી જણાતી હતી.

મી. બોઝ—અગરવાલ મારવાડી નથી ?

સાક્ષી—મારા જાણવા પ્રમાણે તે મારવાડીજ છે.

છેવટમાં સાક્ષીએ જણાવ્યું કે આરોપીએ મને કહ્યું હતું કે તે કાયદાની કોલેજનો વિદ્યાર્થી છે તેમજ કલકત્તાની ગુરખા એસો-સીએશનનો મંત્રી છે.

## રાજકુમારી ફરી અદાલતમાં

અત્રે રાજકુમારીની ફરીથી જુબાની લેવામાં આવી હતી.

મેજર ટ્રૂટ—તમને કલકત્તે કોણ લાવ્યું ?

રાજકુમારી—પદમાપ્રસાદ.

સ—તે તમને શા માટે લઇ આવ્યો હતો ?

જ—તેણે મને રૂ. ૧૩૦૦ લઇને હીરાલાલ અગરવાલને વેચી.

સ—પછી શું બન્યું ?

જ—હીરાલાલ અગરવાલે મારી લાજ લુંટી.

સ—તમે પદમાપ્રસાદ સાથે શા માટે આવ્યાં?

જ—તેણે મને કાશી લઇ જવાનું કહ્યું.

સ—ત્યાંથી કલકત્તે કેમ આવ્યાં?

જ—ડરની મારી હું તેની સાથે આવી.

સ—હીરાલાલ સામેની અરજી તમે કરી છે?

જ—હા.

સ—તેની ઉપરની સહી તમારી છે?

જ—ના. તે સહી મારી વતી મીંયા કુમારીએ કરી છે. કેમકે હું લખી વાંચી જાણતી નથી.

સરકારી વકીલ—તમે બનારસ કેટલું રહ્યાં?

સ—ત્યાં તમે કશી ફરીઆદ કરી હતી?

જ—હા.

બચાવ પક્ષના બેરીસ્ટર મી. બોઝે અત્રે વાંધો લીધો હતો કે તે કેસને અહિં શું સંબંધ છે? અહિં આરોપી સામે ખુનનો આરોપ છે.

સરકારી વકીલે જણાવ્યું કે એ કેસને અહિં એ સંબંધ છે કે બનારસ ખાતે સ્ત્રી હરણની ફરિઆદ કરવામાં આવી હતી અને તેમાં રાજકુમારીએ બીજાઓ સામે પણ આરોપો મૂકયા હતા.

મેજીસ્ટ્રેટ (રાજકુમારીને)—ખડગ બહાદુરસિંહને તમારે વિષે શું કહ્યું?

રાજકુમારી—ખડગ બહાદુરસિંહ સાથે મારે કશી વાત થઇ નથી.

સરકારી વકીલ—સાહેબ, તે આપનો પ્રશ્ન બરાબર સમજી નથી.

મી. બોઝ (રાજકુમારીને)—તમે ખડગ બહાદુરસિંહને શું કહ્યું હતું ?

રાજકુમારી—મેં ખડગ બહાદુરસિંહને મારા દુઃખની વાત કહી.

## ગુરખા મંડળીના પ્રમુખની જુબાની

તે પછી ગુરખા એસોસીએશનના પ્રમુખ સીંગગીરીની જુબાની લેવામાં આવી હતી.

સરકારી વકીલ—તમે માનો છો કે આ હસ્તાક્ષરો આરોપીના છે ?

સાક્ષી—હું માનું છું કે તે કદાચ આરોપીના હસ્તાક્ષરો હોય.

સ—આ કવર અને તેની અંદરના કાગળના હસ્તાક્ષરો આરોપીના છે ?

જ—એ હસ્તાક્ષરો આરોપીના હોય એમ દેખાય છે.

સ—આરોપી કયી જ્ઞાતિના છે ?

જ—ક્ષત્રિય રજપુત.

સ—તમે રાજકુમારીને ક્યારથી ઓળખો છો ?

જ—જા-યુઆરીની અધવચથી.

સ—તેના વિષેની હકીકત તમે કયાંથી જાણી ?

જ—સો પહેલાં વર્તમાનપત્રો મારફત અને તે પછી રાજકુમારી તેમજ ખડગ બહાદુરસિંહ પાસેથી.

સ—બીજી કોઈ સ્ત્રી પાસેથી ?

જ—ના.

સ—મીંયાકુમારી કોણ છે ?

જ—મેં તેને વિષે તપાસ કરી નથી. હું તો એટલું જાણું છું કે રાજકુમારી માનસીંઘને ત્યાં રહે છે.

મી૦ બોઝ--રાજકુમારી વિષે અગાઉ તમે સ્ટેટમેંટ કર્યું હતું ?
સાક્ષી--પોલીસે તે વિષે મારી તપાસ લીધી હતી.
મી૦ બોઝ--તમને જુબાની આપવા કહેવામાં આવ્યું હતું ?
સાક્ષી—પોલીસે મને જુબાની આપવા અદાલતમાં હાજર રહેવા શનીવારે કહ્યું હતું.

## આરોપીને મેજીસ્ટ્રેટની ચેતવણી.

બાદ મેજીસ્ટ્રેટે ખડગ બહાદુરસિંહને પૂછયું હતું કે તે કાંઇ સ્ટેટમેંટ કરવા માંગે છે કે નહિં અને સાથે ચેતવણી આપી કે જો તે આ અદાલતમાં સ્ટેટમેંટ કરશે તો તે તેના ગેરલાભમાં ઉતરશે.

## જુલમ વિષે ફરિયાદ.

ખડગ બહાદુરસિંહે જવાબમાં જણાવ્યું કે હું સ્ટેટમેંટ કરવા નથી માંગતો પરંતુ કંઇક કહેવા માગુ છું. મને જ્યારે જેલમાં લઇ જવામાં આવ્યો ત્યારે મને બહુ દર્દ થતું હતું અને મારી હાલત ખરાબ હતી. મને હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યો, ત્યાં પણ મેં અતિશય પીડામાં રાત ગાળી. ગયે રવિવારે હું ચાલી પણ શકતો નહોતો. મેં આનાકાની કરી છતાં પણ મને જેલથી અદાલત સુધી ઘસડી લાવવામાં આવ્યો. મને અદાલતમાં લાવવામાં આવ્યો તે પહેલાં જેલમાં ડોકટરે મને તપાસ્યો હતો. આખો દિવસ મેં કશું ખાધું નહોતું. મારી હાલત તદ્દન કંગાળ હતી. બીજે દિવસે મેં જેલ સુપ્રીન્ટેન્ડન્ટને પણ કહ્યું કે હું અદાલતમાં હાજરી આપી શકું તેવી હાલતમાં નથી અને મને ઓછામાં ઓછા ત્રણ ચાર દિવસના

સંપૂર્ણ આરામની જરૂર છે. તેમણે મને ચાર દિવસની મુદત આપી. તેમણે ડોકટરને પણ પૂછ્યું કે હું અદાલતમાં હાજરી આપવા જેવી સ્થિતિમાં છું કે નહિં. તેજ દિવસે સવારે મને રેચ આપવામાં આવ્યો હતો પરંતુ લગભગ નવ વાગ્યાને સુમારે સીપાઈએ આવીને મને જણાવ્યું કે મારે અદાલતમાં હાજર થવું પડશે. તે ડોકટરને બોલાવી લાવ્યો અને ડોકટરે પણ મને કહ્યું કે મારે અદાલતમાં જવું જોઈશે. હું કેવળ સાબુચોખાની કાંજી ઉપર હતો. મારા માથા ઉપર તેમજ શરીરના બીજા ભાગો ઉપર થયેલા જખમો ઉપર મને ચળ આવતી હતી અને ચસકા આવતા હતા. આથી મેં થોડા દિવસ મને શાંતિથી પડી રહેવા દેવા વિનંતિ કરી. છેવટે મેં એમ પણ કહ્યું કે ત્રણ ચાર દિવસમાં કાંઈ ઇનસાફને હાનિ પહોંચવાની નથી. બસ મારે આટલુંજ કહેવાનું છે.

મેજીસ્ટ્રેટ—તમે બચાવના સાક્ષીઓ લાવવાના છો?

આરોપી—હા.

મેજીસ્ટ્રેટ—એકાદનું નામ આપો

આરોપી—પ્રમથનાથ બેનરજી.

બાદ મેજીસ્ટ્રેટે ખડગ બહાદુરસિંહને ફોજદારી કાયદાની કલમ ૩૦૨ પ્રમાણે હાઈકોર્ટ સેસન્સમા તપાસ માટે કમીટ કર્યો હતો.

## હાઈકોર્ટ સેશન્સ.

સોમવાર તા. ૨૧મી માર્ચ ૧૯૨૭ને રોજ કલકત્તા હાઈકોર્ટની સેશન્સમાં મી. જસ્ટીસ ગ્રેગરી અને ખાસ જ્યુરી સમક્ષ ખડગ બહાદુરસિંહને હીરાલાલ અગ્રવાલનું ખુન કરવાના આરોપસર ઉભો

કરવામાં આવ્યો ત્યારે તેણે બેધડક જવાબ આપ્યો કે, "મેં હીરાલાલ અગ્રવાલ પર મારી કુકરી ચલાવી હતી. ભલે તમે મારા પર કામ ચલાવો." કેદીના પીંજરામાં તેને બેસવા માટે ખુરસી આપવામાં આવી હતી. તેના ચહેરા પર બીલકુલ ક્ષોભ નહોતો. તેને પરિણામની લેશ માત્ર ચિંતા નહોતી. તેણે વિચારપૂર્વક પગલું ભર્યું હતું. પોતાના વતનની, પોતાની કોમની એક બાળા ઉપર અત્યાચાર ઉપર પુરૂં વેર વાળ્યાનો તેને આત્મસંતોષ હતો. તે નિડર હતો. તેના ચહેરા પર મધુરૂં મધુરૂં હાસ્ય ફરકી રહ્યું હતું.

પ્રેક્ષકોથી અદાલતનો ઓરડો ભરાઇ ગયો હતો. રમણીરક્ષક વીરની કાયદો કેવી કદર કરે છે તે જાણવા હજારો આંખો તલપી રહી હતી.

સરકાર તરફથી મી. પેંકીજ અને મી. સી. ટી. મુર હાજર હતા. ખડગબહાદુરસિંહના બચાવમાં મી. જેમ્સ લેન્ગફોર્ડ, મી એ. સી મુકરજી, મી. એચ. એમ. બાસુ, મી. જી. ગુપ્તા, મી. બી. કે ચૌધરી અને મી. કમલા બાસુ હાજર થયા હતા.

કલકત્તાની ગુરખા લીગ તરફથી લીગના પ્રમુખ ઠાકુર ચંદનસિંહ મુકદમા પર ધ્યાન આપી રહ્યા હતા.

## જ્યુરીને ચેતવણી.

મુકદ્દમો શરૂ કરતાં પહેલાં મી. પેંકીજે જ્યુરીને ચેતવણી આપી કે આ મુકદ્દમાના શરૂઆતથીજ લોકોનું ધ્યાન તે તરફ ખુબ દોરાયું છે. વર્તમાનપત્રોમાં તેના હેવાલો પ્રગટ થયા છે. પરંતુ આ મુકદમા વિષે જ્યુરીના સદ્દગૃહસ્થોએ આજ સુધી જે કાંઇ સાંભળ્યું કે વાંચ્યું હોય તે તેમણે પોતાના મગજમાંથી કાઢી નાખવું અને અદાલતમાં જે સત્ય હકીકતો રજુ થાય તેના આધારેજ પોતાનો નિર્ણય આપવો.

## રાજકુમારીની પૂર્વકથા

મુકદ્દમાની વિગત રજુ કરતાં મી. પેંકીજે જણાવ્યું કે ગયા જાન્યુઆરી મહીનાની તા. ૧૬મી કે એ અરસામાં રાજકુમારી નામની એક નેપાળી બાળાએ પોલીસ કમીશનર જોગ એક અરજી કરી હતી. એ અરજીમાં તે બાળાએ પોતાની ઉંમર ૧૬ વર્ષની જણાવી હતી. અરજીમાં તેણે એવી ફરિઆદ કરી હતી કે પદમાપ્રસાદ નામનો એક માણસ તેને નેપાલમાંથી ઉઠાવી લાવ્યો હતો. તે માણસે તેને યોગ્ય વર શોધી આપવાનું વચન આપીને બનારસ ફોસલાવી લાવ્યો હતો. ત્યાંથી તે તેને કલકત્તા લઇ આવ્યો અને ત્યાં હિરાલાલ અગરવાલા નામના શ્રીમંત માણસને રૂ. ૧૩૦૦ માં તેને વેચી દીધી.

તે બાળાએ અરજીમાં જણાવ્યું છે કે આ બધું તેની મરજી વિરૂદ્ધ કરવામાં આવ્યું હતું. હિરાલાલના ઘરમાં આવ્યા પછી હિરાલાલે તેના પર અત્યાચાર કર્યો હતો અને તેના પર જુલમ ગુજાર્યો હતો. આખરે તે હિરાલાલના પંજામાંથી તા. ૧૪ મી જાન્યુઆરીએ નાશી છુટી અને કલકત્તામાંજ પોતાના કોઇ સગાને ત્યાં જઇને રહી.

તે બાળાની આ ફરિઆદ સાચી છે કે નહિં અથવા તેમાં કેટલી વાત સાચી છે અને કેટલી ખોટી છે તે તપાસવા જ્યુરીએ ઉતરવાનું નથી. અહિં એટલી હકીકત બસ થશે કે આવી અરજી પોલીસ કમીશનરને કરવામાં આવી હતી અને તે વિષે તપાસ કરી ખબર આપવાનું કામ એક પોલીસ અમલદારને સોંપવામાં આવ્યું હતું.

હવે કલકત્તામાં એક કલકત્તા ગુરખા સમાજ નામનું મંડળ છે અને તેનો મુખ્ય હેતુ કલકત્તામાં વસતી નેપાળી પ્રજાના હિતનું રક્ષણ કરવાનો છે. ગમે તે રીતે આ ગુરખા સમાજને રાજકુમારીએ કરેલી ફરિઆદ વિષે ખબર પડી. એ સમાજના પ્રમુખ અગમસિંહ ગીરી છે અને મંત્રી ખડગ બહાદુરસિંહ છે કે જે આ મુકદ્દમામાં આરોપી છે. ખડગ બહાદુરસિંહ કલકત્તા યુનિવર્સિટીનો કાયદાનો વિદ્યાર્થી છે.

રાજકુમારીની ફરિઆદ નોંધાયા પછી ગુરખા સમાજ સમક્ષ એ વાત રજુ કરવામાં આવી અને તે વિષે તપાસ કરવાની સમાજની સ્વાભાવિક રીતેજ ઇચ્છા થઇ. આથી તા. ૧૩મીએ સમાજે સભા ભરીને એક તપાસસમિત નીમી કે જેમાં પ્રમુખ અને મંત્રી હતા. આ બન્ને ગૃહસ્થોએ પોલીસને તપાસ કરવામાં મદદ આપવા જણાવ્યું અને પોલીસે તેમની મદદ સ્વીકારી. એ રીતે તપાસનું કામ આગળ ચાલ્યું. એ રીતે એ બન્ને ગૃહસ્થો રાજકુમારીના પરિચયમાં આવ્યા અને તેની સાથે તેઓને વાતચીત પણ થઇ.

## ખુનનો બનાવ.

બીજો અગત્યનો દિવસ તા. ૨૨મી ફેબ્રુઆરીનો છે. તે દિવસ મંગળવાર હતો અને રાજકુમારીને તે દિવસે લેડી ડફરીન હોસ્પીટલમાં દાખલ કરવામાં આવી હતી.

ત્રીજો અગત્યનો દિવસ તા. ૨૬મી ફેબ્રુઆરીનો છે. તે શનીવારનો દિવસ હતો. તે દિવસે ખુનનો બનાવ બન્યો કે જેને વિષે જ્યુરીએ ચુકાદો આપવાનો છે.

હિરાલાલ અગ્રવાલનું રહેવાનું મકાન સેન્ટ્રલ એવેન્યુ ખાતે છે, પરંતુ તે એક શ્રીમંત વેપારી હોઇ તેની જુદી ઓફીસ પણ છે કે જે નં. ૪ મીશન રો ખાતે આવેલી છે. ખુની હુમલો બપોરના દોઢ વાગ્યાને શુમારે થયો હતો અને તે વખતે ઓફીસમાં નીચે જણાવેલા માણસો હાજર હતા.

ઓફીસના પશ્ચિમ તરફના ઓરડામાં હિરાલાલ પોતે બેઠા હતા, તેની બાજુમાં બીન્દુપ્રસાદ નામનો કારકુન હતો. એજ ઓરડામાં પણ જુદા ટેબલ ઉપર તેમનો બંગાળી કારકુન દસરથી ચક્રવર્તી હતો. બીજા ઓરડામાં હિરાલાલનો બીજો નોકર નંદલાલ અને કેશીયર બીશનરાજ બેઠા હતા. આ પાંચે જણા પોતપોતાનું કામ કરતા બેઠા હતા તેટલામાં આરોપી ખડગ બહાદુરસિંહ આવ્યો અને તેણે કહ્યું કે તેને અગ્રવાલ સાથે કામ છે. તેને કહેવામાં આવ્યું કે સામે બેઠેલા કારકુનને તમારે જે કામ હોય તે જણાવો. તેથી તે દશરથી પાસે ગયો. દશરથીએ તેને બેસવા કહ્યું અને પોતાનું કામ પતાવ્યા પછી આરોપીને પૂછ્યું કે તેને શું કામ છે. તેણે જણાવ્યું કે તેને હિરાલાલ સાથે ખાનગી કામ છે. દશરથી હિરલાલ પાસે ગયો. હિરાલાલે તેને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે તે માણુસ કહે છે કે તેને તમારી સાથે ખાનગી કામ છે. હિરાલાલે જવાબ આપ્યો કે તેને કહેવું હોય તે ભલે બધાની વચ્ચે કહે.

દરમીયાન આરોપીએ પોતાના ખીસ્સામાંથી એક પત્ર કાઢયો અને હિરાલાલ બેઠા હતા તે ટેબલ પાસે જઇને તેમને પેલો પત્ર આપ્યો અને પછી જરા દૂર ખસી ગયો. હિરાલાલ એ કાગળ ઉઘાડે

છે એટલામાં તો આરોપીએ મીયાનમાંથી કુકરી કાઢી અને હિરાલાલની ગરદન ઉપર ઇરાદાપુર્વક ઘા કર્યા. તેણે ઉપરાઉપરી બે ત્રણ ઘા માર્યા, અને તે મોટે ભાગે માથા અને ગરદન ઉપર. હિરાલાલે "મારી નાખ્યો રે" કહીને ચીસ પાડી કે ઓફીસના ત્રણ માણુસો તેની મદદે દોડી આવ્યા અને કેટલીક ઝપાઝપી પછી આરોપીને પકડયો. એ ઝપાઝપીમાં ત્રણેને થોડી ઘણી ઇજા પણ થઇ. એટલામાં એક માણુસે ટેલીફોન કરીને એમ્બ્યુલંસ મંગાવી. પેલા ત્રણ માણુસોએ આરોપીને પકડી રાખ્યો અને દરવાનને પોલીસને બોલાવવા મોકલ્યો હિરાલાલને તરતજ મેડીકલ કોલેજની હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યો. પોલીસે આવીને આરોપી પાસેથી કુકરી લઇ લીધી અને તેને બાંધ્યો. હેર સ્ટ્રીટ પોલીસ ચોકીને ખબર આપવામાં આવી અને આરોપીને ત્યાં લઇ જવામાં આવ્યો.

## મૃત્યુપત્ર.

આરોપીએ પોતાના હાથે જે પત્ર લખ્યો છે તે આ પ્રમાણે છે: "દુષ્ટ બદમાશ ! વાંચ આ તારૂં મૃત્યુપત્ર."

મી. પેંકીજે આગળ ચાલતાં જણાવ્યું કે જુબાની દરમીયાન હું આરોપીએ કરેલું સ્ટેટમેંટ, હિરાલાલે મેજીસ્ટ્રેટ સમક્ષ કરેલું સ્ટેટમેંટ તથા તેના મરણ વખતનું સ્ટેટમેંટ રજુ કરીશ.

કાયદાની દ્રષ્ટિએ આ મુકદ્દમામાં ત્રણ મુદ્દા પુરવાર કરવાના છે. પહેલું તો એ કે મરનાર ખુની હુમલાને પારણામે મરણ પામ્યો કે કેમ ? બીજું મરણ નિપજાવનાર આ આરોપીજ હતો કે કેમ ! અને ત્રીજુ મરણ ઇરાદાપુર્વક નિપજાવવામાં આવ્યું હતું

કે કેમ ? આ ખુનના બનાવની સાથે તેણે લખેલો પત્ર જોતાં પુરવાર થાય છે કે તેણે ઈરાદાપુર્વક અને મરણ નિપજાવવાના ઈરાથીજ હુમલો કર્યો હતો.

## પોલીસ સરજ્યનની જુબાની.

કલકત્તાના પોલીસ સરજ્યન મેજર જે. સી. ડે કે જેમણે મરનારની લાશ ' પોસ્ટ મોરટમ "થી તપાસી હતી, તેમણે જુબાની આપતાં જણાવ્યું કે મેં મરનારની લાશ તપાસી ત્યારે તે ઘણી ખરાબ હાલતમાં હતી.

મી. લેંગફોર્ડ જેમ્સની ઉલટપાલટ તપાસમાં મેજર ડેએ જણાવ્યું કે જો મરનારની લાશ મારી પાસે લાવીને એમ કહેવામાં આવ્યું હોત કે કુદરતી કારણોથી મરણ પામ્યો છે તો તેથી હું આશ્ચર્ય ન પામત.

સ—કોઈ ડોકટર એવો અભિપ્રાય આપે કે મૃત્યુ મધુમેહના દર્દથી જ્ઞાનતંતુઓ બંધ પડવાથી એટલે કે આઘાતથી થયું હતું તો તે સંભવિત છે ?

જ—કેટલેક એ અંશે એ અભિપ્રાય શકયછે.

સ—સામાન્ય તંદુરસ્ત માણસને આવા જખમો થયા હોય તો તે સાજો થાય એવું તમે માનો છો કે ?

જ—હા.

ડા. કે. કે. ઘોસે મૃત્યના પ્રમાણુપત્ર વિષે અને ડા. એચ. સી. મોઇત્રે એ લાશ ઉપરની તપાસ સંબંધી જુબાની આપી હતી.

## હિરાલાલના કારકુનની જુબાની.

હિરાલાલના કારકુન દશરથી ચક્રવતીએ તે પછી જુબાની આપતાં

જણાવ્યું કે હું હિરાલાલ અગ્રવાલની પેઢીમાં નોકર છું. તા. ૨૬ મી ફેબ્રુઆરીએ બપોરના દોઢ પોણા બે વાગ્યાના સુમારે હિરાલાલ ઉપર હુમલો થયો હતો. હિરાલાલ, હું અને બીજો એક કારકુન બિન્દુબાશીની હુમલો થયો એ વખતે એ ઓરડામાં હતા. નંદલાલ શાહ અને બીસનરાજ કેશીયર બાજુના ઓરડામાં હતા.

તા. ૨૬ મીને શનીવારે બપોરે દોઢ વાગ્યાને સુમારે આરોપીએ આવીને બહારથી અંગ્રેજીમાં પૂછયું, " અંદર આવું ? " હિરાલાલે તેને અંગ્રેજીમાં જવાબ આપ્યો, "હા," આરોપી અંદર આવ્યો અને તેણે અંગ્રેજીમાંજ કહ્યું કે, "હું હાવરાથી આવું છું. " હિરાલાલે તેને મારી સાથે વાતચીત કરવા કહ્યું એટલે આરોપી મારી પાસે આવ્યો અને મને કહ્યું કે " તમે તમારૂં કામ પુરૂં કરો હું બેઠો છું." તે પછી આરોપીએ હિરાલાલની સામે મોં રાખીને બાંકડાં ઉપર બેઠક લીધી. થોડીવાર પછી આરોપી મારી પાસે આવ્યા અને કહ્યું કે, " મારે હિરાલાલ બાબુ સાથે ખાનગી કામ છે. તેઓ કયા ? " હિરાલાલે મને પૂછયું કે, "એ માણસ શું કહે છે ? " એટલામાં આરોપીએ ખીસ્સામાંથી કાગળ કાઢયો અને હિરાલાલને કહ્યું કે " આ તમારો અંગત કાગળ છે. " એમ કહીને તે ઉભો થયો અને હિરાલાલ પાસે જઇને તેમને કાગળ આપ્યો. તે પછી તે થોડાં પગલા ખમા ગયો. હિરાલાલ કાગળ ખોલતા હતા એટલામાં આરોપીએ કુકરી કાઢી અને હિરાલાલ પર ઘા કર્યો.

સ—તમે તે પહેલાં આરોપી પાસે કુકરી જોઇ હતી ?

જ—ના.

સ—તેણે એકજ ઘા માર્યો કે વધારે ?

જ—ઘણા લગભગ ચાર પાંચ. સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે હુમલો થયા પછી હિરાલાલ નીચે પડી ગયા અને "મારી નાખ્યો રે" કરીને બુમ પાડી. હું અને બિંદુબાસીની તરતજ ઉઠયા. નંદલાલ અને બીશનરાજ પણ બાજુના ઓરડામાંથી દોડી આવ્યા અને આરોપીને પકડવાનો પ્રયત્ન કર્યો. હું તરતજ ઓરડામાંથી બહાર નીકળ્યો અને લ્યુકાશ કંપનીમાંથી પોલીસને તેમજ એમ્બ્યુલંસના મથક પર ટેલીફોન કર્યો. હું ટેલીફોન કરીને પાછો ફર્યો ત્યારે આરોપીને પોલીસ લઇ જતા હતા. હિરાલાલને મેં ચટાઇ પર પડેલા જોયા. એટલામાં એમ્બ્યુલંસના માણસો આવ્યા અને તેઓ હિરાલાલના જખમો ઉપર પાટા બાંધીને લઇ ગયા.

સ—આરોપીએ હિરાલાલને જે પત્ર આપ્યો તે તમે જોયો છે ?

જ--હા.

સ—તે કયાં હતો ?

જ—તે ટેબલ ઉપરજ કવર સાથે પડયો હતો

સ—તમે તે પત્રનું શું કર્યું ?

જ--મેં તેજ દિવસ એ પત્ર પોલીસને સુપ્રત કર્યો.

## ફરીયાદીની ઉલટપાલટ તપાસ.

મી૦ જેમ્સ લોન્ગફોર્ડે તે પછી ફરીયાદીની ઉલટપાલટ તપાસ લીધી.

સ—તમે હિરાલાલને ત્યાં કેટલા વખતથી કામ કરો છો ?

જ--બે વર્ષથી.

સ—હિરાલાલ બેસતા હતા તેજ ઓરડામાં તમે બેસતા હતા ?

જ—હા.

સ—તા. ૨૬ મી ફેબ્રુઆરી પહેલાં તમે કદી આરોપીને જોયો હતો.

જ—ના.

સ—આરોપીને હિરાલાલ ઓળખતા હોય એવું કશું ચિન્હ તમને જણાતું હતું ?

જ—ના. માત્ર આરોપીના બહારના દેખાવ અને વાતચિત ઉપરથી તે કોઇનો ભલામણ પત્ર લઇને આવ્યો હોય તેવું દેખાતું હતું.

સ—કાગળ આપીને આરોપી પાછળ કાં હઠી ગયો ?

જ—હું તે કહી શકતો નથી.

સ—આરોપીની હિલચાલમાં કાંઇ ખાસ સુચન તમને જણાતું હતું ને ?

જ—ના.

## બીજા કારકુનની જુબાની.

તે પછી હિરાલાલના બીજા કારકુન બિન્દુબાશીની પ્રસાદે જુબાની આપતાં દશરથ એ આપેલી જુબાનીને ટેકો આપ્યો હતો અને જણાવ્યું કે તે હિરાલાલની પેઢી પર નેપાળી ઘરાકોને પત્રો લખવાનું કામ કરતો હતો.

મી. જેમ્સ લોંગ ફોર્ડની ઉલટ પાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મેં હિરાલાલને પાયખાના તરફ દોડતા જોયા હતા એવું મેં પોલીસને જણાવ્યું હોય એમ મને યાદ નથી.

સ—પણ હિરાલાલ ઉઠીને પાયખાના તરફ ગયા હતા એ તો ખરૂં ને ?

જ—હા.

સ--હિરાલાલનું ખાનગી ચારિત્ર્ય કેવું હતું ?

જ--હું તે વિષે કશું જાણતો નથી.

સ--આ બનાવ પહેલાં તમે આરોપીને હિરાલાલ પાસે આવતો જોયો હતો ?

જ--ના.

## નંદલાલ શાહની જુબાની.

હિરાલાલના ત્રીજા નોકર નંદલાલ શાહની તે પછી જુબાની લેવામાં આવી હતી. તેણે પણ આગલા સાક્ષીઓની જુબાનીને ટેકો આપતાં જણાવ્યું કે તેણે આરોપીને પકડયો હતો. તે પછી તેણે હિરાલાલને પીસાબખાના તરફના દરવાજા પાસે જોયા હતા.

મી. જેમ્સ લોંગફોર્ડે તેની લીધેલી ઉલટપાલટ તપાસમાં તેણે જણાવ્યું કે હિરાલાલ ઉદાર પુરૂષ હતા અને ઘણા માણસોને તેમના તરફથી મદદ મળતી હતી.

## કેશીયરની જુબાની.

હિરાલાલ અગરવાલના કેશીયર બીશનરાજે પણ પોતાની જુબાનીમાં આગલા સાક્ષીઓએ પુરેલી જુબાનીને ટેકો આપ્યો હતો અને જણાવ્યું કે નંદલાલે અને તેણે મળીને આરોપીને પકડયો હતો અને તેમ કરવા જતાં આંગળી ઉપર જખમ થયો હતો. અમે જ્યારે આરોપીને પકડયો ત્યારે હિરાલાલને બીજે રસ્તે પાણીની ટાંકી તરફ જતાં જોયા હતા.

મી. જેમ્સ લોંગફોર્ડની ઉલટપાલટ તપાસમાં તેણે જણાવ્યું કે આરોપીને પકડયા પછી તેના ઉપર હુમલો કરવામાં આવ્યો હોય એવું

હું જાણુતો નથી. હુમલો થયા પછી મેં હિરાલાલને ઓરડાની બહાર જતા જોયા નથી.

તે પછી બે સામાન્ય સાક્ષીઓની જુબાની લેવાયા બાદ વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી

## સેશન્સમાં બીજો દિવસ.

સેશન્સ કોર્ટમાં બીજે દિવસે મુકદ્દમો આગળ ચાલે તે પહેલાં સરકારી વકીલ મી. પેંક્રીજે કોર્ટની સંમતિથી ખડગ બહાદુરસિંહ સામેના આરોપમાં સુધારો કરી ખુન કરવાનો પ્રયત્ન કરવાનો તથા ભયંકર હથીયાર વડે ગંભીર ઇજા કરવાનો એમ બે આરોપો ઉમેર્યા હતા.

## ગુરખા સમાજના પ્રમુખની જુબાની.

બીજે દિવસે સૌ પહેલાં કલકત્તાની ગુરખા સમાજના પ્રમુખ અગમસિંહ ગીરીએ જુબાની આપી હતી. તેમણે જણાવ્યું કે આરોપી છેલ્લા ૮—૧૦ મહીનાથી સમાજનો મંત્રી હતો. રાજકુમારીએ પોલીસ કમીશનરને કરેલી અરજીના સંબંધમાં હું ઇન્સપેકટર ચક્રવર્તી પાસે ગયા જાન્યુઆરીમાં ગયો હતો એવું મને યાદ છે. તે પછી તેમણે ખડગ બહાદુરસિંહે હિરાલાલને આપેલા કાગળમાંના હસ્તાક્ષરો ઓળખાવ્યા હતા.

## મહાત્મા ગાંધીજીનો અનુયાયી.

મી. જેમ્સ લોંગફોર્ડે અગમગીરીની લીધેલી ઉલટપાલટ તપાસમાં તેમણે જણાવ્યું કે આરોપી મહાત્મા ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતનો

ચુસ્ત અનુયાયી હતો. લગભગ બધા ગુરખાઓ પોતાની પાસે કુકરી રાખે છે અને તેનો અસરકારક ઉપયોગ કેમ કરવો તે આરોપીની ઉંમરનો માણસ તો જરૂર જાણતો હોવો જોઇએ. જો કોઇ ગુરખો કોઇ માણસને મારી નાખવાજ માગતો હોય તો તેને કુકરીના એકજ ઝપાટે મારી નાખી શકે છે.

## રાજકુમારીનું કુટુંબ.

આગળ ચાલતાં સાક્ષીએ જણાવ્યું કે રાજકુમારી રાણા બાબરજંગની પુત્રી થાય છે તે હું જાણું છું. તેઓ હમણાં નેપાલમાં જનકપુર ખાતે રહે છે. તે નેપાલના સ્વર્ગસ્થ મહારાજા સરજંગ બહાદુરના પૌત્ર થાય છે. આ પ્રમાણે રાજકુમારીને નેપાલના રાજકુટુંબ સાથે સંબંધ છે. અમે નેપાલીઓ અમારા રાજકુટુંબને બહુ પૂજ્ય માનીએ છીએ. આરોપીને પણ રાજકુમારીના કુટુંબ સાથે કંઇક સંબંધ છે.

## રાજકુમારી પર અત્યાચાર અને જુલમ.

વધુમાં અગમસિંહે જણાવ્યું કે જ્યારે હું અને આરોપી રાજકુમારોને મળવા ગયા ત્યારે રાજકુમારોએ હિરાલાલ તેના ઉપર જે ઘાતકીપણું અને ત્રાસ વર્તાવે છે તેનું સવિસ્તર વર્ણન આપ્યું હતું.

## નગ્ન કરીને ઉછાળતા.

રાજકુમારીએ અમને કહ્યું કે તેને હિરાલાલને ત્યાં લાવવામાં આવી તેજ રાત્રે હિરાલાલે તેને પોતાની સાથે પરાણે સુવાડવાં મહેનત કરી. રાજકુમારી તે સામે થઇ અને ઘણી ઝુમી પરંતુ હિરાલાલ મજબુત

માણુસ હોવાથી તેણે રાજકુમારીને કબજે કરી અને તેના પર હુમલો કર્યો. રાજકુમારીએ અમને એમ પણ જણાવ્યું હતું કે હિરાલાલ હંમેશ એ પ્રમાણે તેની સાથે વર્તતો હતો. તે પોતાના મિત્રોને બોલાવતો અને એ બધાની હાજરીમાં તે રાજકુમારીને પરાણે દારૂ પાઈને નગ્ન કરતો અને પછી તેને એકના હાથમાંથી બીજાના હાથમાં એમ ફેંકતો. હિરાલાલ નાતે વાણીયો છે.

## હિરાલાલના ચારિત્ર્યનો પ્રશ્ન.

મી. જેમ્સ લોંગફોર્ડ—આ હિરાલાલ અગરવાલનું ચારિત્ર્ય કેવું છે તેની તમે તપાસ કરી હતી ?

સરકારી વકીલ મી. પેંકીજે આ પ્રશ્ન સામે વાંધો ઉઠાવ્યો હતો કે મી. જેમ્સ એવું પુરવાર કરવા માગે છે કે હિરાલાલ ખરાબ ચારિત્ર્યનો હતો અને તેથી આરોપી પુણ્યપ્રકોપથી ઉશ્કેરાયો હતો. આવો પુરાવો દાખલ કરી શકાય નહિં.

ના. જજે મી. પેંકીજનો એ વાંધો નામંજુર ગણ્યો હતો.

તે પછી ગુરખા સમાજના પ્રમુખ અગમગીરીની વધુ ઉલટપાલટ તપાસ આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે હિરાલાલ બદચાલનો છે અને સ્ત્રીઓની લાજ લુંટે છે એ આરોપી જાણતો હતો. વળી હિરાલાલ છોકરીઓ વેચવાનો ધંધો કરતો હતો એ વાત પણ આરોપી જાણતો હતો. હું જાણતો હતો કે પદમાપ્રસાદ હિરાલાલના છોકરીઓ વેચવાના ધંધામાં દલાલ છે. રાજકુમારી હમણાં હોસ્પીટલમાં છે. આરોપીને એક બહેન હતી, જે તા. ૨૨ મી કે ૨૩ મી ફેબ્રુઆરીએ મરણ પામી છે.

મી. પેંક્રીજે સાક્ષીની લીધેલી ફરી ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે રાજકુમારીના કુટુંબ વિષે મને જે કાંઈ જાણવા મળ્યું છે તે તેના સગાઓ તરફથી જાણવા મળ્યું છે.

## રાજકુમારીની જુબાની.

સરકારી વકીલ મી. પેંક્રીજે રાજકુમારીની તપાસ નહોતી લીધી એટલે સીધી મી. જેમ્સ લોંગફોર્ડે જ તેની ઉલટપાલટ તપાસ શરૂ કરી હતી.

સ—તમે રાજકુમારી શા માટે કહેવાઓ છો?

જ—નેપાલના સ્વર્ગસ્થ મહારાજા સરજંગ બહાદુરની હું પ્રપૌત્રી થાઉં છું.

સ—તમારા પિતાનું નામ?

જ—રાણા બાબરજંગ.

સ—તમે બનારસ ગયા હતા કે?

જ—હા.

સ—ક્યારે?

જ—આઠ મહીના પહેલાં.

સ—તમે તે વખતે પદમાપ્રસાદની સાથે હતા?

જ—ના. હું મારી દાદી પાસે હતી પરંતુ હું આવી તેજ દિવસે પદમાપ્રસાદ મારી દાદી પાસે આવ્યો અને મારી દાદીને કહ્યું કે "રાજકુમારીને મને સોંપી દો, હું તેને શ્રીમંત માણસ સાથે પરણાવીશ."

સ—પદમા પ્રસાદ કેવો માણસ છે તે તમે જાણતા હતા?

જ—હા.

સ—એ તમારો કાંઇ સગો થાય છે ?

જ—ના.

સ—ત્યારે તેનો તમારા કુટુંબ સાથે શો સંબંધ છે ?

જ—કશોજ નહિં, પરંતુ અગાઉ પણ તે મારી એક બહેનને ઉઠાવી ગયો હતો.

સ—તમે પદમાપ્રસાદ સાથે જવા ખુશી હતા ?

જ—જરાયે નહિં.

સ—તમારી દાદી તમને મોકલવા ખુશી હતા ?

જ—હા.

સ—એટલે તમે પદમાપ્રસાદની સાથે ગયા ને ?

જ—ના. બીજે દિવસે મારી દાદીને મળવા આવતા પંડીત ગોવિંદ કેશરીના પત્નીને મેં વાત કરી અને હું તેમની સાથે તેમને ત્યાં ગઇ.

સ—ત્યારે તમે પદમ પ્રસાદ સાથે કલકત્તે કેવી રીતે આવ્યા ?

જ—પદમ પ્રસાદે મને પકડવાનું વારંટ મેળવ્યું.

સ—તમે બનારસના મેજીસ્ટ્રેટને તમને પદમાપ્રસાદને હવાલે ન કરવાનું કહયું હતું ?

જ—હા. મે મેજીસ્ટ્રેટને બધી હકીકત જણાવી અને મને પદમ પ્રસાદને હવાલે ન કરવા કહયું પરંતુ માજીસ્ટ્રેટે મારી જરાયે દાદ ન સાંભળી.

સ—બનારસની કોર્ટે તમને પદમાપ્રસાદને હવાલે કર્યો ?

જ—કોર્ટે મને મારી દાદીને હવાલે કરી, પરંતુ મારી દાદી મને પોતાને ત્યાં લઇ જવાને બદલે પદમાપ્રસાદને ત્યાં લઇ ગઇ.

મેજીસ્ટ્રેટ—પદમાપ્રસાદને તમારા કુટુંબ સાથે કશો સંબંધ છે કે ?

જ—એક વખત તે મારી એક બ્હેનને ઉઠાવી ગયો હતો.

મેજીસ્ટ્રેટ—પરંતુ તે તમારા કુટુંબનો કાંઇ સગો થાય છે કે ?

જ—ના.

મી. જેમ્સ—તમે હિરાલાલ અગ્રવાલને ક્યારથી ઓળખો છો ?

જ—પદમાપ્રસાદ મને કલકત્તે લાવીને તેને ત્યાં મૂકી ગયો ત્યારથીજ.

સ—હિરાલાલે તમને કાંઇ કહ્યું હતું ?

જ—તેણે મને કહ્યું કે "પદમાપ્રસાદ તમને મારે ત્યાં વેચી ગયો છે."

સ—હિરાલાલે તમને શું કર્યું ?

જ—તેણે મારી સાથે આડો વહેવાર ચલાવ્યો.

સ—તમારી સંમતિથી ?

જ—બિલકુલ નહિં.

સ—હિરાલાલે તમારી સાથે કેટલી વખત આડો સંબંધ ચલાવ્યો ?

જ—લગભગ દરરોજ રાત્રે તે એ પ્રમાણે કરતો.

સ—હિરાલાલ સિવાય બીજું કોઇ ?

જ—તેના મિત્રો પણ મારી સાથે એવુંજ વર્તન ચલાવતા હતા.

સ—એ સિવાય તમારા પર કાંઇ જુલમ થતો કે ?

જ—હિરાલાલ મને મારી ઇચ્છા વિરૂદ્ધ દારૂ પાતો,

સ—એ પ્રમાણે ક્યાં સુધી ચાલ્યું ?

જ—લગભગ પાંચ મહીના.

સ—તમે એમાંથી બચવા કાંઇ કર્યું હતું કે ?

જ—મેં એક વખત હિરાલાલને ત્યાંથી જ મેજીસ્ટ્રેટને અરજી કરી હતી

સ—એ અરજીનું શું થયું ?

જ—મને ખબર પણ નથી કે એ અરજી મેજીસ્ટ્રેટને પહોંચી કે નહિ ?

સ—તમે બીજી કોઇ રીતે ત્યાંથી છુટવાનો પ્રયત્ન કર્યો હતો કે ?

જ—હા. મને પહેલે દિવસથીજ ત્યાંનું વાતાવરણ ગમતું નહોતું અને તેથી મેં નાશી છુટવાનો પ્રયત્ન કર્યો હતો ?

સ—હિરાલાલના તે જાણવામાં આવ્યું હતું કે ?

જ—હા.

સ—તેણે તે સામે કાંઇ પગલાં લીધાં હતાં કે ?

જ—તેણે મને કહયું કે "અમે તને ખરીદી લીધેલી છે માટે તારાથી નાશી જવાય નહિ" એમ કહીને કોઇ કાંઇ વખત વો તે મારી સામે છરી પણ ધરતો અને મને નાશી ન જવાની ધમકી આપતો.

સ—ત્યારે તમે ત્યાંથી કેવી રીતે છુટયા ?

જ—એક દિવસ હું ત્યાંથી ટેક્ષીમાં નાશી છુટી અને મોહનસિંહ નામના નેપાલીને ત્યાં જઇ રહી.

સ—પછી તમે શું પગલાં લીધાં ?

જ—મેં રક્ષણ મેળવવા પોલીસ કમીશનરને અરજી કરી.

સ—આરોપી તમને મળ્યો હતો ?

જ—હા.

સ—તેની સાથે તમારે શી વાત થઇ હતી ?

જ—તે મારો સગો હોવાથી મેં તેને મારા દુઃખ અને સંકટોની વાત કહી.

સ—તેની સાથે બીજું કોઇ હતું ?

જ—હા.

સ—કોણ ?

જ—અમરસિંહ ગીરી.

છેવટમાં રાજકુમારીએ જણાવ્યું કે આ બધી મુસ્કેલીઓનું કારણ હિરાલાલને ત્યાં મારા ગુજરેલા જુલમો છે અને હું હજુ પણ બિમાર છું.

## ઓનરરી મેજીસ્ટ્રેટની જુબાની.

ઓનરરી મેજીસ્ટ્રેટ મી. આઇ. જે. કોહેને પોતાની જુબાનીમાં હિરાલાલ અગ્રવાલ અને ખડગ બહાદુરસિંહે પોતાની સમક્ષ કરેલા સ્ટેટમેંટજ રજુ કર્યાં હતાં. તેમણે જણાવ્યું કે હિરાલાલ અગ્રવાલ તેમજ આરોપીના સ્ટેટમેંટ તેમણે મેડીકલ કોલેજના હોસ્પીટલમાં તા. ૨૬મી ફેબ્રુઆરીએ નોંધ્યાં હતાં.

હિરાલાલે પોતાના સ્ટેટમેંટમાં જણાવ્યું હતું કે ખડગ બહાદુરસિંહે તેમના ઉપર તેમની ઓફીસમાજ કુકરી વતી ઘા કર્યો હતો. આરોપી તેમની પાસે બે મહીના પહેલાં આવ્યો હતો અને એક લાખ રૂપીયા તેમની

પાસેથી માગ્યા હતા પરંતુ તેમણે ના પાડી હતી. આથી આરોપીએ તેમને ધમકી આપી હતી. એ સિવાય આરોપીને કશો હેતુ હોય એમ તે જાણતા નહોતા.

## આરોપીનું સ્ટેટમેંટ.

મી. કોહેને આરોપીનું સ્ટેટમેંટ નીચે પ્રમાણે નોંધેલું હતુ :—

રાજકુમારીની ફરિયાદ વિષે પોલીસ તપાસ ચલાવતી હતી ત્યારે હું રાજકુમારીને મળ્યો હતો અને તેની સાથે વાતચીત થઈ હતી. એ વાતચીત ઉપરથી મને જાણવા મળ્યું કે હિરાલાલ અને તેના મિત્રો રાજકુમારી ઉપર અમાનુષી ઘાતકીપણું અને અત્યાચાર ગુજારતા હતા. એ સાંભળીને મારૂં લોહી ઉકળી આવ્યું અને મેં વેર લેવાની પ્રતિજ્ઞા કરી. જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ વેર લેવાનો મારો વિચાર વધારે ને વધારે મજબુત થયો. એમાં મારા બે હેતુ હતા. પહેલો હેતુ એ હતો કે નેપાલી છોકરીઓ અને સ્ત્રીઓની આબરૂ અને પવિત્રતા સાથે છેડ કરીને તેમના જીવનની પાયમાલી કરનાર હિરાલાલ અને બીજા એવાઓને ધડો બેસાડવો. બીજો હેતુ એ હતો કે બહાદુર ગુરખા યુવાનોની સમજના પતન અને સડાની ભયંકર હાલત તરફ આંખ ઉઘડાવી જાગૃત કરવા. આ બે હેતુ ધ્યાનમાં રાખી મેં હિરાલાલનું માથું ઉડાવી દેવાની પ્રતિજ્ઞા કરી. માત્ર એકજ જીંદગીને ભોગે સેંકડો બાળાઓના જીવન ધૂળમાં મળતા બચાવવામાં પ્રભુએ મને હથિઆરરૂપ બનાવ્યો છે.

મી. જેમ્સ—તમને આ સ્ટેટમેંટ સહૃદય જણાય છે?

મી. કોહેન—જરૂર.

## પોલીસની જુબાની.

પોલીસ સીપાઇ મહાદેવસિંહે તે પછી જુબાની આપતાં જણાવ્યું કે એક દરવાને આવીને મને ખબર આપી તે ઉપરથી હું બનાવવાળી જગ્યાએ ગયો અને મેં આરોપીને તેના હાથમાંની લોહીથી ખરડાયેલી કુકરી સહિત પકડયો. થોડીવાર પછી સારંજટ બ્લેર આવી પહોંચ્યા અને કુકરી મેં તેમને સોંપી દીધી.

મી. જેમ્સ લોંગફોર્ડે લીધેલી ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું બનાવવાળી જગ્યાએ પહોંચ્યો ત્યારે કેટલાક માણસોએ આરોપીને પકડેલો હતો. આરોપીના શરીર ઉપર લોહીના ડાઘ હતા. મેં તેને પકડયા પછી તેના હાથ બાંધી લીધા.

## સારજંટ બ્લેરની જુબાની.

સારજંટ બ્લેરે જુબાની આપતાં જણાવ્યું કે ખુન થયું છે એવી બુમ સાંભળીને હું બનાવવાળી જગ્યાએ ગયો. ત્યાં મેં સીપાઇને જોયો. તે સીપાઇએ મને કુકરી આપી

મી. જેમ્સ લોંગફોર્ડના ઉલટપાલટ તપાસમાં સારજંટ બ્લેરે જણાવ્યું કે હું ત્યાં ગયો ત્યારે આરોપીને જે હાલતમાં મેં જોયો હતો, તે ઉપરથી મેં અનુમાન કર્યું હતું કે આરોપી પર પણ હુમલો થયો હતો.

## બીજા પોલીસ અમલદારની જુબાની.

ઇન્સપેકટર મદન મોહન ચક્રવર્તીએ જુબાની આપતા રાજકુમારીને હિરાલાલ અગ્રવાલના અત્યાચારો સામે પોલીસ કમીશનરનું રક્ષણ મેળવવા કરેલી અરજી ઓળખાવી હતી. સાક્ષીએ આગળ ચાલતાં

જણાવ્યું કે આરોપી તા. ૨૨મી ફેબ્રુઆરીએ ગુરખા સમાજનો પત્ર લઇને આવ્યો હતો ત્યારે પહેલીજવાર મેં તેને જોયો હતો. તે પત્રમાં રાજકુમારીની અરજી સંબંધી તપાસ કરવામાં પોલીસને મદદ કરવાની ખાહેશ દર્શાવવામાં આવી હતી.

મી. જેમ્સ લોંગફોર્ડે લીધેલી ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મારી તપાસ દરમીઆન મને જાણવા મળ્યું હતું કે હિરાલાલ અગ્રવાલે બીજી એક નેપાલી સ્ત્રીને પણ રખાત તરીકે રાખી હતી કે જે હમણાં મરણ પામી છે. છુપી પોલીસ હજી તપાસ આગળ ચલાવી રહી છે. રાજકુમારીએ મને કહયું હતું પદમપ્રસાદ તેને હિરાલાલને ત્યાં વેચી ગયો હતો.

મી. પેંડ્રીજે લીધેલી ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યુ કે રાજકુમારીની અરજીની તપાસ દરમીયાન મને જાણવા મળ્યું હતું કે પદમપ્રસાદ તેનો મામો થાય છે.

## વધુ પોલીસ અમલદારની જુબાની.

તે પછી ઇન્સપેકટર જેનીંગ્સે જુબાની આપતાં જણાવ્યું કે બનાવને દિવસે આરોપીને હેર સ્ટ્રીટની પોલીસ ચોકી ઉપર લાવવામાં આવ્યો ત્યારે તેની સામે મેં એક આરોપ દાખલ કર્યો હતો. ત્યાર પછી મેં આરોપીને હોસ્પીટલમાં મોકલ્યો હતો. અગ્રવાલના મરણ પછી મેં આરોપી સામે ખુનનો આરોપ દાખલ કર્યો હતો.

અત્રે અદાલત બપોરના ખાણા માટે ઉઠી હતી.

## ડોકટરની જુબાની.

ખાણા પછી અદાલતનું કામ આગળ ચાલતાં મેડીકલ કોલજની

હોસ્પીટલના રેસીડેન્ટ સરજ્યન મેજર પી. સી. બેનરજીએ જુબાની આપતાં જણાવ્યું કે મેં હિરાલાલને ક્લોરોફોર્મ આપ્યા વિના મોટું ઓપરેશન કર્યું હતું. મારા અભિપ્રાય પ્રમાણે જખમોથી થયેલા આઘાતને લીધે મરણ નીપજ્યું હતું. હું જાણતો હતો કે હિરાલાલને મધુમેહનો રોગ હતો. જો તેને તે રોગ ન હોત તો તે મરણ પામ્યો ન હોત. જો તે તંદુરસ્ત માણસ હોત તો વીસ દિવસમાં તે સાજો થઈ જાત. દેખાવમાં તે તંદુરસ્ત લાગતો પરંતુ ખરી રીતે તંદુરસ્ત નહોતો.

મી. જેમ્સ લેંગફોર્ડની ઉલટપાલટ તપાસમાં ડોકટરે જણાવ્યું કે પોલીસ કોર્ટમાં મેં જખમના આઘાત વિષે કશું કહ્યું નહોતું. ત્યાં મને હિરાલાલના મરણનું કારણજ પૂછવામાં આવું હતું. મારી સુચનાથી ડૉ. પોદ્દાર હિરાલાલની સારવાર કરતા હતા.

મી. જેમ્સ-તમે કહી શકો છો કે સામાન્ય તંદુરરસ્ત માણસનું આવા જખમથી મરણ નીપજે ?

જ—તંદુરસ્તીથી માણુસ બચે પણ ખરો અને નયે બચે.

ડોકટરે આગળ ચાલતાં જણાવ્યું કે બનવા જોગ છે કે મરનારને ક્લોરોફોર્મ આપવામાં આવ્યું હોય પરંતુ તેની નોંધ કરવામાં આવી ન હોય. મધુમેહના દર્દીઓને એટ્રોફેન અને મોરફેન બહુ નાના પ્રમાણમાં દેવામાં આવે છે, પરંતુ તેમાં જ્ઞાનતંતુ બંધ પડી જવાથી મરણ નીપજવાનો ભય ખરો. મેજર ડે કહે છે તે પ્રમાણે હિરાલાલ મધુમેહના દર્દથી-જ્ઞાનતંતુ બંધ પડવાથી મરણ પામ્યો હોય એ પણ બનવા જોગ છે.

મી. પેંકીજે લીધેલી ફરી તપાસમાં ડોકટરે જણાવ્યું કે મેં

જ્યારે હિરાલાલને તપાસ્યા ત્યારે તેના જ્ઞાનતંતુ બંધ થયાનું મને જણાવ્યું નહોતું.

ના. જજના સવાલોના જવાબમાં ડોકટરે જણાવ્યું કે આ બનાવ મને એટલા માટે યાદ છે કે જખમો ગંભીર હતા. આમ છતાં તંદુરસ્ત માણસનું મરણ નીપજાવે એટલા ગંભીર જખમો હતા કે કેમ તે હું કહી શકતો નથી. દરદીની નોંધમાં મધુમેહના દર્દથી જ્ઞાનતંતુ બંધ પડવાનું જણાવવામાં આવ્યું નથી તેથી મરણનું એ કારણ હોય એવા ડો. પોઇત્રેના અભિપ્રાય સાથે હું મળતો થઈ શકતો નથી.

## આરોપીનું સ્ટેટમેંટ.

આ પ્રમાણે જુબાનીઓ પુરી થયા પછી ના. જજે ખડગ બહાદુ-સિંહને પૂછ્યું હતું કે તે કાંઈ સ્ટેટમેંટ કરવા ઇચ્છે છે કે? તેના જવાબમાં ખડગ બહાદુરસિંહે નીચે પ્રમાણે સ્ટેટમેંટ કર્યું હતું:—

## આશ્ચર્યજનક ઘટના.

"આજે હું કલકત્તાના એક શ્રીમંત હિરાલાલ અગ્રવાલનું ખુન કરવાના આરોપસર તમારી સમક્ષ ઉભો છું. મારા જેવો એક માણસ કે જે પોતાની ૧૩ વર્ષની વયથી એટલે કે ૧૯૧૮ ની સાલથી બિલકુલ નિર્માંસાહારી બન્યો છે, જે પોતાના છેક બાળપણાથી અહિંસાનું પાલન કરવા પ્રયત્ન કરી રહ્યો છે અને તેથી જે સ્વાભાવિક રીતેજ મહાત્મા ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતનો ચુસ્ત અનુયાયી બન્યો છે, તેવા માણસને ખુનના આરોપ સામે બચાવ કરવા ઉભા રહેવું પડે એ કદાચ

આશ્ચર્યજનક અને નહિં માનવા જેવી વાત લાગશે. પરંતુ "અહિંસા"ના માર્ગમાંથી એટલા થોડા સમયમાં "હિંસા"ના માર્ગમાં ઉતરી પડવા હું કેમ દોરવાયો તેનાં કારણો જાણ્યા પછી તમને એ વાત આશ્ચર્યજનક નહિં લાગે. હું એ કારણો જણાવું તે પહેલાં મારી ભૂતકાળની કારકીર્દિ અને વર્તમાન પ્રવૃત્તિઓ વિષે ટુંકમાં ઉલ્લેખ કરવાની રજા લઉં છું.

## હું કોણ છું?

"સંયુકત પ્રાંતમાં દહેરાદુન ખાતે એક ઉંચ્ચ ગુરખા કુટુંબમાં મારો જન્મ થયો છે. દહેરાદુન ખાતેજ મેં મેટ્રીક સુધીનો અભ્યાસ કરી તે પરીક્ષા પસાર કરી છે. ને ઢાકા યુનીવર્સિટીની ઇન્ટર કોમર્સની પરીક્ષા મેં પહેલે નંબરે પસાર કરી અને ગયે વર્ષે કલકત્તા યુનીવર્સિટીની કોમર્સના ગ્રેજ્યુએટની પરિક્ષા પણ પહેલે નંબરે પસાર કરી છે."

## કોમ પ્રત્યેની ફરજ.

"આ કૃત્ય મેં કર્યું ત્યારે હું કલકત્તાના ગુરખા મંડળનો માનદ મંત્રી હતો. આ કૃત્યથી દરેક સ્વમાનશીલ પુરૂષોની પોતાની કોમ પ્રત્યે શી ફરજ હોવી જોઇએ તે વિષે મારો નમ્ર અભિપ્રાય રજુ કરવાની મને તક મળી છે.

## ધૃણાજનક કથા.

"હવે જ્યારે રાજકુમારીનો કેસ સ્થાનિક વર્તમાનપત્રોમાં પ્રગટ થયો ત્યારે મારા મંડળનું તે પ્રત્યે ધ્યાન ખેંચાયું અને મેં એક મંત્રી તરીકે એ બાબતમાં પત્તો મેળવ્યો અને તેના સ્વમુખેથી એક પછી એક તેની શરમ અને દુઃખની વાતો સાંભળી. એ વાતો એટલી ધૃણાજનક,

ગંદી અને દુષ્ટ છે કે જ્યારે હું તેનો વિચાર કરૂં છું ત્યારે આજે પણ મારા રૂંવાટાં ખડાં થાય છે અને મારો પીત્તો ઉછળી આવે છે."

## સફેદ શયતાનો.

"એ ઘાતકી કથાનો બહુજ થોડો ભાગ અદાલતની જાણમાં લાવવામાં આવ્યો છે. પરંતુ બાકીની કથા હું અહિં પુરી કરવા માગતો નથી. શિષ્ટાચાર મને એ વાતો અહિં કહેતાં અટકાવે છે. પરંતુ સામાન્ય જનતાની જાણ માટે મારે અહિં એટલું ઉમેરવું જોઇએ કે કલકત્તામાં તેમજ બીજે શ્રીમંતો અને આબરૂદાર માણસોની એક ટોળી હયાતિ ભોગવે છે. એ માણસો સમાજમાં એટલો ઉંચો દરજ્જો ભોગવે છે કે તેમને વિષે જરા શંકા પણ ન જાય અને છતાં તેઓ એ નીચ કૃત્યોમાં હિરાલાલના મળતીયા છે. તેઓએ એમ ન માનવું ઘટે કે અમે તેમને નથી ઓળખતા અમે તેમને પુરેપુરા ઓળખીએ છીએ. આ કેસમાં તેઓ છટકી જઇ શક્યા છે તે માટે તેમણે મલકાવાનું નથી તેઓએ યાદ રાખવું જોઇએ કે એવો વખત આવશે કે જ્યારે યોગ્ય તપાસ થતાં તેમનાં નામો પ્રજાની જાણમાં આવશે ત્યારે અમારી કોમનો પુણ્યપ્રકોપ અને ઝનુન તેમના ઉપર બદલો લેશે.

## ખુનનાં કારણો.

"હવે મેં આ કૃત્ય શા માટે કર્યું તેનાં કારણો આપીશ. એ કારણો ટુંકમાં નીચે પ્રમાણે છે. (૧) પ્રથમ તો રાજકુમારીનું હરણ અને તેના ઉપરના અત્યારો (૨) બીજુ દૂર દૂરના સગપણથી તેનો મારી બ્હેન તરીકેનો સંબંધ તેમજ નેપાલમાં રાજ્ય કરતા નામાંકિત રાણા કુટુંબની એ વીરસ છે. જયુરીમાંના અંગ્રેજ ગૃહસ્થો જો એવાજ

સંયોગોમાં મૂકાયેલા હોય તો તેઓ મારી તાજ તરફની વફાદારી અને ભક્તિને લાગેલા આ ધાતની કલ્પના કરી શકશે. (૩) ત્રીજુ કારણ એ હતું કે હિરાલાલ જાહેર રીતે નેપાલી સ્ત્રીઓની બેઆબરૂ કરતો હતો અને તેમની પવિત્રતા અને ઇજજતની હાંસી કરતો હતો. તેણે રાજકુમારીને વેશ્યા કરી હતી અને બડાઈ હાંકતો હતો કે હું તો સિંહની માફક મારા ખેલ ખેલીશ, ભલે નેપાલી કુતરા ભસે. મને તેમની લેશ પણ પરવા નથી. તે એ માનતો કે નાણાંના જોરે તે ઇન્સાફના પંજામાંથી છટકી શકશે. તે જીવ્યો હોત તો જાણત અને મારે કહેવું જોએ કે માણસે એટલું તો યાદ રાખવું ઘટે કે નાણાંથી ગમે તેટલાં પાપો છુપાવી શકાય પણ જાન બચાવી શકાતો નથી હિરાલાલનો જાનતો નાણાંથી નજ બચ્યો "

## દયાજનક દશા

"મારૂં વધુ એક કારણ એ છે કે જ્યારે હું એકલો અથવા હું અને મી. ગીરી રાજકુમારીને દવા અને અમારાથી જે બને તે સગવડ અને સગવડો આપવા માટે અમે તેની પાસે જતા ત્યારે તે બિછાનામાં દુઃખ અને દર્દથી રીબાતી પીડાતી પડી હતી."

"મેં જે માર્ગ લીધો તેનાં આ મૂખ્ય કારણો છે. વળી મારે ઉમેરવું જોઈએ કે હિરાલાલે પોતાના મૃત્યુ વખતના સ્ટેટમેંટમાં જણાવ્યું છે કે હું તેની પાસેથી એક લાખ રૂપીઆ કઢાવવા માગતો હતો અને બે મહીના પહેલાં હું તેને મળ્યો હતો. આ હડહડતું જુઠાણું છે. અને મારી બદનામી કરવા માટેજ છે. એ માણસને અગાઉ મેં કદી જોયો નહોતો. અગાઉ મને તેના ઘરની પણ

ખબર નહોતી. તેનું નામ સુદ્ધાં મેં સાંભળ્યું નહોતું. મેં તેને પહેલો અને છેલ્લો તા. ૨૬ મી ફેબ્રુઆરીને દિવસેજ જોયો કે જે વખત તે મારા હાથે મરણને શરણ થયો."

## સ્ત્રી જાતિનું ભયંકર અપમાન.

"હું હમણાં ઉપર જણાવી ગયો છું તે ઉપરથી સમજાશે કે એ ગરીબ બાળા ઉપર ગુજારવામાં આવેલા જુલમો અને અત્યાચારો અને અમારી સમસ્ત સ્ત્રી જાતિ ઉપર નખાયેલું કલંક એ અમારી સ્ત્રી જાતિનું એવું ભયંકર અપમાન હતું—અમારા રાષ્ટ્રત્વ સામે એવો ઉન્માદ ભર્યો પડકાર હતો કે તેનો જવાબ વાળ્યા વિના હું રહી શકયો નહિ. મેં એ પડકાર ઝીલી લીધો અને તેનો જવાબ વાળવાની ફરજ મેં કેટલી પ્રસંશનીય હદે અદા કરી છે તેનો ઇન્સાફ કરવાનું જ્યુરીના સદ્‌ગ્રહસ્થોનું કામ છે. મને તો ખાત્રી થઇ છે કે મેં જે કર્યું છે તે નૈતિક દૃષ્ટિએ ખરૂં છે અને કાયદાની દૃષ્ટિએ તે ખોટું હોઇ શકે નહિં કેમ કે કાયદાની મારી સમજ સાચી હોય તો કાયદો દુષ્ટતા દાબી દેવા, ખોટું કરનારને સજા કરવા અને પ્રજાના જાનમાલના રક્ષણ માટે છે. કાયદો એવી પણ આશા રાખે છે કે દરેક માણસે કાયદાના એ હેતુઓનો અમલ કરવામાં મદદ કરીને સમાજ અને રાજ્ય પ્રત્યેની પોતાની ફરજ અદા કરવી જોઇએ. દુષ્ટોને સજા થવી જોઇએ અને સ્ત્રીઓનું સન્માન કરતાં તેમણે શીખવવું જોઇએ. સમાજને તેના જીવન મર્મને કોરી ખાતા દુરાચારોની જાણ કરવી જોઇએ. રાજ્યની આંખ સામે અને તેની નજર ચુકવીને જંગલી જમાનાના જંગલી મનુષ્ય વ્યાપાર ચલાવતી વિશાળ સંસ્થાની રાજ્યને જાણ કરવી જોઇએ,

એ કરતાં વધારે સ્પષ્ટ અને વધારે તાકીદની બીજી કઇ ફરજ હોઇ શકે તે હું સમજી શકતો નથી. મનુષ્ય વ્યાપાર કોઇ પણ સુધરેલા રાજ્ય માટે અને ખાસ કરીને ટાણેકટાણે કાયદા અને વ્યવસ્થાના મૂર્તિમંત હોવાનો દાવો કરતી બ્રિટિશ સરકારને કલંકરૂપ છે."

## "બદલો ખમવા તૈયાર છું."

"હું સંપૂર્ણ રીતે માનું છું. કે નૈતિક તેમજ કાયદાની દ્રષ્ટિએ મેં કશું ખોટું કર્યું નથી અને તેથી ગઇ કાલે મેં કહ્યું હતું તેજ હું ફરીથી ઉચ્ચારૂં છું કે મેં હિરાલાલ પર ઘા કર્યો હતો, પરંતુ હું જરા પણ દોષિત નથી. પરંતુજો આપ નામદાર અને જ્યુરીના ગૃહસ્થો એમ માનતા હો કે મારી બ્હેનની આબરૂ અને પવિત્રતાનું રક્ષણ કરવું એ મારી ફરજ નહોતી, વળી તમે એમ માનતા હો કે મારી ફરજ મારી બ્હેનની શરમ અને સંકટો મારે મુંગા બેસીને જોયા કરવાની હતી તેમજ તમે એમ માનતા હો કે હિરાલાલ અને તેના મિત્રોની દુષ્ટતા ખુલ્લી પાડવામાં મેં સમાજને હાનિ પહોંચાડી છે અને હિરાલાલ કરતાં સમાજ, રાજ કે કુટુમ્બીજનોને માટે વધારે ભયંકર છું તો મારા કૃત્યનો પુરેપુરો બદલો ભોગવવા હું તૈયાર ઉભો છુ. મને ભારેમાં ભારે સજા કરજો. હું આતુરતાથી એવા દિવસની રાહ જોઇ રહ્યો છું કે જ્યારે ફાંસીને માચડે ચડી હું આકાશ તરફ ઉડી જાઉં અને સર્વશકિતમાન પ્રભુના દરબારમાં પ્રાર્થના કરીને પૃથ્વી પર એવું રાજ્ય માંગી લઉં કે જેમાં પુરૂષોને પોતાની સ્ત્રી જાતિની ઇજ્જત અને પવિત્રતાનું રક્ષણ કરવાનો અધિકાર હશે, જેમાં સ્ત્રીઓ પવિત્ર અને પુરૂષો બહાદુર હશે, જેમાં સ્ત્રીઓ શકિત દેવી હશે અને ખુની જુલ્મીગારો તેમની સામે થરથરતાં ઉભા રહી તેમનું સન્માન કરતાં શીખશે."

## સેશન્સમાં છેલ્લો દિવસ.

મુકદ્દમો ત્રીજે દિવસે એટલે કે તા. ૨૩મી માર્ચ ને બુધવારે ખતમ થયો હતો. આજે સરકારી વકીલ તેમજ બચાવ પક્ષના ધારાના હિમાયતીએ પોતાનાં ભાષણો કર્યાં હતા. તે પછી ના. જજે પોતાનું "સમીંગ અપ" કર્યું હતું. બાદ જ્યુરીએ એક કલાકની મસલત પછી પોતાનો નિર્ણય જણાવ્યો હતો, જે ના. જજે સ્વીકારી ખડગ બહાદુર સિંહને સજા કરી હતી.

## સરકારી વકીલનું ભાષણ.

શરૂઆતમાં સરકારી વકીલ મી. પેંકીજે જ્યુરી સમક્ષ પોતાનું ભાષણ કરતાં જણાવ્યું કે બચાવપક્ષ હિરાલાલના મૃત્યુ સંબંધી કશો વાંધો દર્શાવતો નથી. પરંતુ હિરાલાલનું મૃત્યુ કોણે નિપજાવ્યું છે એજ મુદ્દાનો પ્રશ્ન છે અને બચાવ પક્ષ તરફ મી. જેમ્સ પણ એ મુદ્દો કબુલ રાખે છે. હવે આપણે તબીબી પુરાવા તપાસીએ તો ડોકટરોની જુબાની બતાવી આપે છે કે આરોપીએ કરેલા ઝખમોને લીધે અગ્રવાલનું મૃત્યુ નિપજયું હતું. અથવા તો મૃત્યુ અકાળે થયું હતું. આ જખમોની એક યુવાન અને સશક્ત પુરૂષ પર કેવી અસર થાત? એવો જે મુદ્દો બચાવપક્ષે ઉભો કર્યો છે તે ખરી રીતે મુદ્દા બહારની વાત છે. ખરો મુદ્દો એજ છે કે એ જખમોની મરનાર પર શું અસર થઇ ? એ મરનાર મધુમેહના રોગથી પીડાતો ન હોત અને જો તે યુવાન હોત તો તેને જે જખમો થયા તેમાંથી તે મોટે ભાગે સાજો થયો હોત એ કાંઇ જવાબ નથી. જ્યુરીને મારો એ પ્રશ્ન છે કે જ્યુરી શું એમ ધારે છે કે જો આ ખુનવાળો બનાવ બન્યો ન હોત તો તે દિવસે અગ્રવાલ જે સામાન્ય

તંદુરસ્તી ભોગવતો હતો તેવી તંદુરસ્તીમાં તે આજે હયાત હોત કે. તેઓ પણ મી. જેમ્સ કહે છે તે પ્રમાણે એમ માને છે કે હુમલો તો માત્ર કાક તાલીયવત્ બનાવ હતો અને મરનાર કુદરતી રીતે મરણ પામ્યોજ હોત? મારા અભિપ્રાય પ્રમાણે તો એ કલ્પના કેવળ બિનપાયાદાર છે અને દિવાના માણસો સિવાય કોઇ તેને ટેકો આપે નહિં.

## તબીબી જુબાની.

આ મુદ્દા વિષે તબીબી જુબાની પર ચર્ચા કરતાં સરકારી વકીલે જણાવ્યું કે આરોપીએ કરેલા જખમોને લીધે મરનારનું મૃત્યુ વહેલું નીપજ્યું એ વિષે તો બધા ડાક્ટરો એકમત છે. જ્ઞાનતંતુઓ બંધ પડવાથી કુદરતી રીતે આગ્રવાલનું મરણ નીપજયું હતું એવું પુરવાર કરવાને બચાવપક્ષ પોતાનો કશો તબીબી પુરાવો કે જુબાની લાવ્યો નથી. ડાક્ટરોના આટલા નિર્ણય પછી જે વાતને કોઇ પણ ડાક્ટરી જુબાનીએ ટેકો આપ્યો નથી તે વાતમાં તમારી અનુમતિ માગવી એ તો તમારી આગ્રાના સમજબુદ્ધિનું અપમાન કરવા બરાબર છે.

## ઇરાદો અને હેતુ.

બીજો અગત્યનો મુદ્દો આરોપીએ મરનાર પર હુમલો કર્યો તે વખતની તેની મનોદશા કેવી હતી એ છે. આરોપીએ હુમલો પા [illegible] એવી [illegible] વખોડી કાઢવા જેવી છે કારણ કે એ વિષે આરોપીની [illegible] તેના બચાવ [illegible] [illegible] કરતાં [illegible] [illegible], [illegible] [illegible],

સહૃદય અને હિંમતભરી છે. તે પોતાને મૃત્યુની સજા કરનાર જેવો માનતો હતો અને એ વાતનો તેણે કદી ઇનકાર કર્યો નથી. આરોપીએ કરેલું સ્ટેટમેંટ સહૃદય છે અને એ દૃષ્ટિએ જોતાં તેના બચાવ માટે કરવામાં આવતી સુચના કેવળ હાંસીપાત્ર છે. અગ્રવાલ હોસ્પીટલમાં હતો તે વખતે આરોપીએ કરેલા સ્ટેટમેંટમાં આરોપીએ કહ્યું હતું કે. "હું મારા કાર્યમાં નિષ્ફળ ગયો તે માટે મને ખેદ થાય છે." આરોપીનો ઇરાદો પુરવાર કરવા માટે એ સ્ટેટમેંટ પુરતું છે. મારા અભિપ્રાય પ્રમાણે તો એ ઉપરથી આરોપીનો ઇરાદો સ્પષ્ટ થાય છે અને જો જ્યુરી એમ માને કે આરોપીનો એવો ઇરાદો હતોજ- પછી ભલે એ ઇરાદા પાછળ તેનો હેતુ ગમે તે હોય—અને તેણે કરેલા જખમોથી મૃત્યુ વહેલું થયું હતું તો તેઓએ આરોપીને ખુનના ગુન્હા માટે તકસીરવાર ઠરાવવો જોઇએ. જો જ્યુરીના ગૃહસ્થોનો અભિપ્રાય એવો હોય કે આરોપીનો ઇરાદો તો હતો પરંતુ અગ્રવાલ કુદરતી રીતેજ મરણ પામ્યો હતો તો તેઓએ આરોપીને ખુનના પ્રયત્ન માટે ગુન્હેગાર ઠરાવવો જોઇએ નહિં, તો ગંભીર ઇજા કરવાના આરોપસર ગુન્હેગાર ઠરાવવો જોઇએ.

## રાજકુમારીની જુબાની વિષે ચર્ચા.

તે પછી સરકારી વકીલે કલકત્તાની ગુરખા સમાજના પ્રમુખ આગમસિંહ ગીરી અને રાજકુમારીની જુબાની સંબંધી ચર્ચા કરતાં જણાવ્યું કે કાયદા મુજબ એ બે સાક્ષીઓ ફરિઆદપક્ષના હતા કારણ કે સાચી કે ખોટી રીતે પણ નીચલી કોર્ટના સરકારી વકીલે તેમને ફરિઆદપક્ષના સાક્ષીઓ તરીકે રજુ કર્યા હતા એટલે જ્યારે

તે પ્રમાણે કબુલ રાખ્યા વિના છુટકો નહોતો. પરંતુ મારા અભિપ્રાય પ્રમાણે તેઓની જુબાની અસંગત છે કેમકે એ જુબાની સાચી ખોટી હોવાની કસોટી કરી શકાય તેવુ નહોતું. તેની ફરી તપાસમાં મેં તેમને જે પ્રશ્ન પૂછવા માંડયા તે ઉલટપાલટ તપાસ ઠરાવી મી. જેમ્સે ન પૂછવા દીધા. વળી એ બે સાક્ષીઓની આરોપી તરફ ઘણીજ સહાનુભૂતિ છે અને એમાં મને કાંઇ આશ્ચર્ય લાગતું નથી. હું તેમનો દોષ કાઢતો નથી. મી. જેમ્સનો પણ વાંક કાઢતો નથી કેમકે તેમણે પોતાને મળતો દરેક લાભ લેવોજ જોઇએ. પરંતુ જ્યુરીએ એટલું યાદ રાખવું જોઇએ કે એ બે સાક્ષીઓની જુબાની એવી હતી કે જે સાચી હોવાની કસોટી કરવાની કશી તક મળી નહોતી. તેઓ શું કહેવાના હતા તે હું જાણતો નહોતો, પરંતુ તેમને હું રોકી શકું તેમ પણ નહોતું.

## ખુનામરકીનો હાઉ.

એટલે સવાલ તો એજ છે કે એ જુબાની શા માટે લેવામાંજ આવી હતી? આ બાબતમાં મી. જેમ્સ શું કહેવા માગે છે તે હું જાણતો નથી, પરંતુ મારા અભિપ્રાય પ્રમાણે એ જુબાનીના ત્રણ હેતુ હોવા જોઇએ. જો દયાની ભલામણ કરવામાં ઉપયોગ કરવા માટે આ જુબાની લેવામાં આવી હોય તો તે તદ્દન કાયદેસર છે અને વિષયવાસના કે એવા કારણથી કરવામાં આવેલા ગુન્હાથી આ મુકદમો તદ્દન જુદી જાતનો છે એ જરૂર બતાવી આપે છે, એટલે આ બાબત હું જ્યુરીના ગૃહસ્થોના હાથમાં છોડું છું. સજાની બાબતમાં પણ મારે કશું કહેવાનું નથી, પરંતુ આ જુબાનીના બીજા એક હેતુ માટે પણ ઉપયોગ કરવાનો હોય અને તે બુદ્ધિના ધોરણે નહિ પરંતુ લાગણીના

ધોરણે નિર્ણય આપવાનું કહેવાનો હોય. આ બાબતમાં કાયદાનું એક ખાસ લક્ષણ છે તે વિષે હું આપને ચેતવવા માગું છું અને તે એ છે કે હેતુ ગમે તેટલો ઉંચો હોય તો પણ ગુન્હો કરવાનો ઇરાદો હોય તો માણસને ગુન્હેગાર ઠરાવવોજ જોઇએ. કાયદામાં પાપી અને સાધુ બન્ને માટે સરખા નિયમો છે. ઇતિહાસમાં એવા ઘણા બનાવો બન્યા છે કે જેમાં એક માણસે ઉંચા હેતુથી બીજાને મારી નાખ્યો છે. દાખલા તરીકે બ્રુટસે સીઝરને મારી નાખ્યો હતો અને ચૌરીંથી ખાતે મી. ડેનું પણ એ પ્રમાણે ખુન કરવામાં આવ્યું હતું. જો લાગણીઓથી દોરવાઇને ઇનસાફ કરવામાં આવે તો અંધાધુંધી અને ખુનામરકીનો માર્ગ ખુલ્લો થાય.

## ઉશ્કેરણી અંગત નહોતી.

બીજો મુદ્દો ગંભીર અને એકાએક ઉશ્કેરણીનો છે. તમને એમ કહેવામાં આવ્યું છે કે આરોપીની બ્હેન થોડા સમય પહેલાં મરણ પામી હતી પરંતુ એ વિષે તમે બહુ જાણતા નથી. તે પછી રાજકુમારી નેપાલના રાજકુટુંબની સગી થાય છે એવી સુચના કરીને આ સન્માનને નામે ઢાંકપીછોડો કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ વાત પણ સાચી ખોટી હોવાની કસોટી કરવામાં આવી નથી, પરંતુ મને લાગે છે કે પદમપ્રસાદે રાજકુમારીની એક બ્હેનનું તો અગાઉ પણ હરણ કર્યું હતું અને તેની દાદીએ તેને પદમપ્રસાદને સોંપી દીધી હતી. હું કબુલ કરું છું કે એમાં કાંઇ રાજકુમારીનો દોષ નથી પરંતુ તે તેની સાથે ખરેખર કાંઇ સંબંધ ધરાવતી હોય એ વાત આશ્ચર્યજનક જણાય છે.

બીજો પ્રશ્ન એ છે કે ગુન્હો ગંભીર અને એકાએક ઉશ્કેરણીથી કરવામાં આવ્યો હતો એવું સુચવીને તેને અપવાદ તરીકે ગણાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. મારા અભિપ્રાય મુજબ એકાએક ઉશ્કેરણીનો પ્રશ્ન રહેતોજ નથી કેમકે આરોપીએ વિચારપૂર્વક પોતાની યોજના પાર પાડી હતી. ગંભીર ઉશ્કેરણીના સંબંધમાં પણ કહેવું જોઇશે કે મરનારે આરોપીને ઉશ્કેરણીનું અંગત કારણ કશું નહોતું આપ્યું.

## કાયદામાં દયાને સ્થાન નથી.

છેવટમાં મી. પેંકાજે જણાવ્યું કે ઇન્સાફ અને વ્યવસ્થાની ખાતર આરોપીને "ગુન્હેગાર" ઠરાવવાનો નિર્ણય આપવા જ્યુરીને ભલામણ કરવાની મારો હોદ્દો મને ફરજ પાડે છે. મને વિશ્વાસ છે કે આ ઓરડામાંના કોઇપણ ગૃહસ્થ જેટલોજ હું કોમળ હૃદયનો અને સહાનુભૂતિવાળો છું. આરોપીની, રાજકુમારીની તેમજ મરનારની મને દયા આવે છે, પરંતુ તમારા નિર્ણયમાં દયાને સ્થાન ન મળવું જોઇએ. જ્યુરીએ રજુ થયેલી હકીકતોથી દોરવાવું જોઇએ અને તેમનો નિર્ણય દયાને આધારે ઘડાવો ન જોઇએ. માટે પુરવાર થયેલી હકીકત પ્રમાણે નિર્ણય આપવા મારી વિનંતિ છે.

## બચાવપક્ષનું ભાષણ.

તે પછી મી. લોંગફોર્ડ જેમ્સે આરોપીના બચાવ માટે ભાષણ કરતાં જણાવ્યું કે આ મુકદ્દમાની શરૂઆતની તપાસ વખતે માત્ર એકજ આરોપ હતો, પરંતુ બીજે દિવસે પાછળથી જે કારણોસર બીજા બે આરોપો ઉમેરવામાં આવ્યા છે, તેનો જ્યુરીના ગૃહસ્થો યોગ્ય

તોલ કરશે. નવા બે આરોપોમાંનો પહેલો આરોપ ૩૦૯ કલમ મુજબ ખુનનો પ્રયત્ન કરવા સંબંધી છે અને જ્યુરીને એમ કહેવામાં આવ્યું છે કે જો તે એવા નિર્ણય ઉપર આવે કે આરોપીએ ખુન નથી કર્યું પરંતુ ખુન કરવાનો તેનો ઇરાદો હતો તો તે ૩૦૭મી કલમ નીચે આવી જાય છે. એ તો ખરેખર વધારે પડતું છે. ૩૦૭મી કલમ એવી છે કે જે આવા કેસને કદી લાગુ ન પડે અને આવા કેસને લાગુ પાડવા માટે તે છેજ નહિં. જો એ લાગુ પડતીજ હોય તો પણ ૩૦૨ કલમ મુજબ ખુનના આરોપનો અમલ કરવામાં જે વિચારો કરવા જોઇએ તે ૩૦૭ કલમના અમલમાં કરવો જોઇએ. બીજો વધારાનો આરોપ ગંભીર ઇજા કરવાનો છે. તે વિષે હું પછી બોલીશ.

## જ્યુરીની ફરજ.

આરોપીને જ્યુરીએ ગુન્હેગાર શા માટે ઠરાવવો એ વિષે ફરિઆદ-પક્ષને જે કહેવાનું હતું તે સરકારી વકીલે બની શકે તેટલી સંપૂર્ણ રીતે કહ્યુ છે અને તેમણે જરા પણ ઢીલું મૂકયું છે કે આરોપીની વિરૂદ્ધ કહેવાનુ કાંઇ બાકી રાખ્યું છે એવો તેમની સામે ક્ષણ માટે પણ આક્ષેપ કોઇ કરી શકે તેમ નથી. આ મુકદ્દમાની મર્યાદાની બહારની એક પણ વાત લાવીને હું તમને આડે માર્ગે દોરવવા પ્રયત્ન નહિં કરૂં. તેમજ હું તમોને લાગણીઓથી દોરવવાની અરજ પણ નહિં કરૂં. હું તો તમારી પાસે અંતઃકરણપૂર્વક તમે જે નિર્ણય સાચો માનતા હો તેજ નિર્ણય આપવાની માગણી કરૂં છું. જીવન મરણને લગતી સઘળી બાબતોમાં તેમજ કેદના પણ ઘણાખરા બનાવોમાં

છેવટનો સવાલ લખેલા કાયદાનું અક્ષરશઃ વાંચનનો નથી પરંતુ પ્રજાના પ્રતિનિધિરૂપ અને જેમની પસંદગી સામે સામા પક્ષને વાંધો લેવાનો અધિકાર હોય છે તેવા ચુંટેલા નવ શહેરીઓના ખરા અને સહ્રદય ચુકાદાનો સવાલ છે. એવા એક પંચે તેની સમક્ષ રજુ થયેલા આરોપો વિષે "ગુન્હેગાર" કે "બીન-ગુન્હેગાર"નો નિર્ણય આપવાનો છે. ના. જજ તમને કાયદો સમજાવશે પરંતુ તમોએ જુબાની સાંભળી છે એટલે તમને જે ખરૂં જણાય તે તમારે કહેવાનું છે.

તમારા દિલમાં કદાચ બે શંકાઓ હશે, તો તે દૂર કરવા હું પ્રયત્ન કરીશ. પહેલી વાત એ છે કે ન્યાયની અદાલતમાં તમારે સામાન્ય વિચારબુદ્ધિ બાજુએ મૂકીને જે જવાબ તમે બહાર ન આપો તે તમારે અહિં આપવો જોઇએ. પરંતુ ખરી રીતે તેમ નથી. કાયદો એટલે સામાન્ય વિચાર બુદ્ધિ ઉપરાંત પુષ્કળ સાવધાનતા. બીજી વાત એ છે કે સામાન્ય મુકદ્દમામાં સંભવિત વસ્તુ શું છે તેનો તમારે નિર્ણય કરવાનો હોય છે. ફોઝદારી મુકદ્દમામાં એ પુરતી કસોટી નથી. તમારે જે જવાબ આપવાનો છે તે ખુન, ખુનનો પ્રયત્ન અને ગંભીર ઇજા એમ ત્રણ આરોપો વિષે છે. તમારે એ નિર્ણય નથી આપવાનો કે આ યુવાને ખોટું કર્યું છે અને તેથી કાયદાની અમુક કલમ પ્રમાણે તેને સજા થવી જોઇએ. સરકારી વકીલે એ ત્રણ આરોપો વિષે નિર્ણય આપવાની માગણી કરી છે, તેથી એ ત્રણ મુદ્દા પરજ હું ભાર દઇશ.

## નૈતક દૃષ્ટિએ કશું ખોટું નહોતું.

મી. જેમ્સે આગળ ચાલતાં જણાવ્યું કે મુકદ્દમો જેમ

જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ મારા મગજમાં એવા વિચારો આવવા લાગ્યા કે જ્યુરીમાંનો દરેક ગૃહસ્થ પોતાની જાતને એ પ્રશ્ન પૂછી ર ે છે કે, આ " યુવાનને ગુન્હેગાર ઠરાવવાજ હું બંધાયેલો છું ? કાયદો મને એમ કરવાની ફરજ પાડે છે ? તમે ગઈ કાલે એવો અભિપ્રાય સાંભળ્યો હતો કે આરોપીએ નૈતિક દૃષ્ટિએ કશું ખોટું કર્યું નહોતું. કાયદા પ્રમાણે તમારી શી ફરજ છે તેનો નિર્ણય કરવામાં તમને મદદ કરવાનું કામ મારૂં છે. તમે તમારા મનને જે સવાલો પૂછી રહ્યા હતા તે મેં માનસિક રીતે સાંભળ્યા હતા. તેના બે જવાબો છે; (૧) જુબાની ઉપરથી તમને જે અભિપ્રાય યોગ્ય લાગે તે જણાવવા કશું પણ કરવા તમે બંધાયેલા નથી. (૧) જો જુબાની ઉપરથી તમને એમ લાગે કે આરોપીને ગુન્હેગાર ઠરાવવો યોગ્ય નથી તો તમારે આરોપીને ગુન્હેગાર ઠરાવવાનો નથી એટલુંજ નહિં તેને ગુન્હેગાર ઠરાવવો નજ જોઇએ—તેને તમે ગુન્હેગાર ઠરાવી શકો પણ નહિં.

## આરોપીનું નિખાલસ સ્ટેટમેંટ.

હવે આ મુકદ્દમાની હકીકતો તપાસીએ. આરોપીએ કરેલા સ્ટેટમેંટ ઉપર બધી હકીકતો સ્પષ્ટ થાય છે કે ખુલ્લા દિલના સહૃદય સ્ટેટમેંટ માટે આરોપીના સ્ટેટમેંટ સાથે ભાગ્યેજ કોઇ સ્ટેટમેંટમાં બરોબર કરી શકે. આરોપી એ સ્ટેટમેંટમાં તલભાર પણ ડગ્યો નથી. એ સ્ટેટમેંટ તેમજ જ્યુરી સમક્ષ રજુ થયેલી બીજી વિગતો ઉપરથી મને લાગે છે કે આ મુકદ્દમાનો વિચાર કરવા માટે જરૂરી હકીકતો રજુ કરતું એ સ્ટેટમેંટ હતું એમ કહી શકાય.

## રાજકુમારીનો સવાલ.

નેપાલના રાજકુટુંબની એક પંદર વર્ષની તદ્દન નાની બાળા નેપાલથી બનારસ આવી કે જ્યાં તેની દાદી રહેતી હતી. બનારસમાં પદમપ્રસાદ નામનો માણસ હતો કે જે તેનો કશો સગો નહોતો પરંતુ તેની બ્હેન ઉપર અત્યાચાર કર્યો હતો. એ પદમપ્રસાદે રાજકુમારી પર પણ ત્રાપ મારી. રાજકુમારી છટકીને પોલીસને આશ્રયે ગઇ. પોલીસે તેને મેજીસ્ટ્રેટ સમક્ષ હાજર કરી. મેજીસ્ટ્રેટે તેને તેની દાદી અને પદમપ્રસાદને હવાલે કરી એમાં કોની ભૂલ હતી ? આ નિર્દોષ બાળાનો એક સગો મોટર હાંકનાર છે માટે તેની સામે કટાક્ષ કરીને કહેવું કે "હું તેના કુટુંબનો બહુ વિચાર કરતો નથી" એ શું યોગ્ય ટીકા છે ?

પદમપ્રસાદે એ બાળાને રૂ. ૧૩૦૦ લઇને કલકત્તા એક ગંદા મારવાડીને વેચી દીધી અને જ્યારે રાજકુમારી કલકત્તે આવી ત્યારે તેની પ્રત્યે એવું વર્તન ચલાવવામાં આવ્યું કે જેનો વિચાર કરતાં એ મારવાડીની સખ્ત ખબર લેવાની ઇચ્છા થયા વિના રહે નહિં. તેણે રાજકુમારી ઉપર ભયંકર અત્યાચારો કર્યા. એટલી નાની બાળા ઉપર પોતાનો રાક્ષસી હવસ સંતોષીને સંતોષ ન માનતા તેણે તે છોકરીને પોતાના મિત્રોને સોંપી કે જેમણે પણ તેની સામે એવું વર્તન ચલાવ્યું કે જેવું વર્તન એક વેશ્યા પણ પોતાના પ્રત્યે સહન ન કરી લે. આખરે એ બાળા નાશી છુટી અને લાલબજાર ગઇ. ત્યાં તેને પોલીસની મોટર હાંકનાર નેપાલના એક રાજકુટુંબીની મુલાકાત થઇ. તે માણસ પોતાના કુટુંબ પર ભારે ન થતાં પોતાની કમાણીથી ગુજરાન ચલાવતો હતો. મેજીસ્ટ્રેટ સમક્ષ અરજી કરવામાં આવી. ગુરખા સમાજે એ બાબત હાથમાં

લીધી, અને પોલીસને મળી તેને તપાસમાં દરેક પ્રકારની મદદ કરવા વચન આપ્યું અને તે પ્રમાણે કર્યું.

એ બાળા બીમાર પડી અને દર્દથી પિડાતી હતી. આરોપીએ અનેકવાર તેને એ દશામાં જોઇ હતી. છોકરીની તબીયત વધારે ખરાબ થઇ અને તેને હોસ્પીટલમાં લઈ જવી પડી. ત્યારપછી આરોપીએ તેને જોઇ નથી, કાં તો તેને હોસ્પીટલમાં જવા દેવામાં આવ્યો નહિં કે કાં તો તેને મળવું બહુ મુશ્કેલ હતું. જ્યારે બાળાને હોસ્પીટલમાં લઈ ગયા ત્યારે આરોપીએ તેને જેટલી પિડાતી જોઇ હતી તેથી પણ વધારે તે પિડાતી હતી.

## અહિંસાનું પાલન.

આરોપી એક એવો યુવાન છે કે જેણે ૧૩ વર્ષની ઉંમરે અહિંસાની પ્રતિજ્ઞા લીધી હતી. મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતો તેણે ઉત્કંઠાપૂર્વક અને માનપૂર્વક સાંભળ્યા હતા. મહાત્મા ગાંધીજીના રાજકિય વિચારો ગમે તે હોય તેની સાથે મને સંબંધ નથી, પરંતુ તે સિદ્ધાંતો અહિંસાવાદના અને કોઇએ કોઈપણ જાતની કોઇપણ પ્રત્યે હિંસા કરવી નહિં એ હતા. આરોપી મહાત્મા ગાંધીનો ચુસ્ત અનુયાયી બન્યો. એક એવો વખત આવ્યો કે જયારે આવી માન્યતાવાળા અને આવી ભાવનામાં ઉછરેલા યુવાને હિરાલાલ જેવા માનવરૂપી સર્પનું માથું ઉડાવી દેવાનો નિશ્ચય કર્યો. એવો પણ વખત આવ્યો કે તે તે પ્રમાણે કરી શકે તેમ હતું. તેને સોએ સો ટકાની તક મળી હતી પરંતુ તેણે તેમ કર્યું નહિં.

## ચેપી સડાનો અંત.

આરોપી હિરાલાલની ઓફીસે તેને સહેજ ટકોર કરવા ગયો હતો

એમ કહેવું એ તો અયોગ્યજ ગણાય. આરોપી હિરાલાલની સખ્ત ખબર લેવાના ઇરાદાથીજ તેની ઓફીસે ગયો હતો. આરોપીએ ત્યાં જઇને હિરાલાલ પર હુમલો કર્યો અને તે મારવાડી ૩૬ કે ૪૦ કલાક પછી મરણ પામ્યો. પરિણામ એ આવ્યું હતું કે મરનાર કે જે પોતે જે સમાજમાં રહેતો હતો તે સમાજમાં વર્ષો થયાં ચેપી સડા જેવો હતો તેનો અંત આવ્યો. જે કોમને મરનારે ચેપ લગાડયો હતો તે કોમ તેના મરવાથી વધારે સાફ અને બહેતર બની હતી. એજ પ્રજાના તમે પણ પ્રતિનિધિ છો.

## આવું કામ કરનાર.

યુવાનને કાયદાની અમુક કલમોને આધારે સજા કરવાનું તમને કહેવામાં આવે છે. મને લાગે છે કે સંજોગોમાં "મારે શું એમ કરવું જોઇએ ?" એવો તમારા દિલને પ્રશ્ન પૂછવાનું હું કહું તો તે ગેરવ્યાજબી નહિં ગણાય. હું માત્ર લાગણીની વાત નથી કરતો પરંતુ સત્ય હકીકતોને આધારે જુદો નિર્ણય આપવાનું કહું છું. આ હકીકતો ઘણી કિંમતી છે. એટલું તો કહેવુંજ જોઇએ.

તે પછી ખુન, ખુનનો પ્રયત્ન અને ગંભીર ઇજા એ ત્રણે આરોપોનું વિવેચન કરીને છેવટમાં મી. જેમ્સ લોન્ગફોર્ડે જણાવ્યું કે મરનાર આરોપીના કૃત્યથી મરણ નથી પામ્યો તો પછી આરોપી ખુન માટે ગુન્હેગાર નથી. ગંભીર ઇજાના સંબંધમાં મારે કહેવું જોઇએ કે તબીબી જુબાની પ્રમાણે જખમો એવા ગંભીર નહોતા કે તેથી સામાન્ય માણસની જીંદગી જોખમમાં આવી પડે. જો જખમો એવા ગંભીર

હતા કે તેના આઘાતથી મરણ નીપજે તો જખમોથી કેટલો આઘાત થયો તે ફરિઆદપક્ષે બતાવવાનું છે.

## ના. જજનું સમીંગ અપ.

મી. જસ્ટીસ ગ્રેગરીએ તે પછી પોતાનું "સમીંગ અપ" કરતાં જ્યુરીને સંબોધીને જણાવ્યું કે સરકારી વકીલના કહેવા પ્રમાણે આ મુકદ્દમાથી કેટલીક હોહા જાગી છે. આ મુકદ્દમો પ્રગટ થવાથી તમારા મગજમાં જે કાંઈ છાપ પડી હોય તે તમારે ભૂંસી નાખવાની છે. આરોપી સામે ત્રણ આરોપો છે પહેલો ખુનનો આરોપ છે અને બીજો ખુન કરવાનો પ્રયત્ન કરવાનો છે. જો આરોપીના કૃત્યથી મરણ ન નીપજ્યું હોય અને બીજા કારણોથી મૃત્યુ નીપજ્યું હોય તો બીજો આરોપ લાગુ પડે છે. ત્રીજો આરોપ ગંભીર પ્રજા કરવાનો છે. આરોપી સામે કશી પણ શંકા વિના કેસ પુરવાર કરવાની જવાબદારી ફરિઆદપક્ષની છે.

## હકીકતો.

આરોપી સામે મૂકવામાં આવેલા આરોપો સંબંધીની કાયદાની કલમો સમજાવીને ના. જજે જણાવ્યું કે ફરિઆદપક્ષ એવો કેસ રજુ કરે છે કે આ કેસ ખુનનો છે. બચાવપક્ષ એવી દલીલ કરે છે કે ખુન કરવાનો પ્રયત્ન કરવાનો આરોપ આ કેસમાં લાગુ પડતો નથી, પરંતુ મારા અભિપ્રાય મુજબ એ આરોપ યોગ્ય રીતે ઉમેરવામાં આવ્યો છે.

આ મુકદ્દમાની વિગત એવી છે કે હિરાલાલ અગ્રવાલ નામના

મારવાડીની મીશન રે। ખાતે પેઢી હતી. આરોપી એક નેપાલી યુવાન છે. તે તાજેતર ગ્રેજ્યુએટ થયેલો છે અને ગુરખા સમાજનો તે મંત્રી છે. હિરાલાલે એક નેપાલી છોકરી રાખી હતી, તે છોકરી પ્રત્યે અત્યાચારો થવાથી તે માનસિંહને ત્યાં જઇને રહી. ઘણા માણસો તે છોકરીને મળ્યા હતા અને આરોપીએ પણ તેની હાલત વિષે જાણ્યું. આરોપીએ વર્તમાન પત્રમાં પણ તે વિષે વાંચ્યું હતું. તે ઉપરાંત તા. ૧૫મી જાન્યુઆરીએ એ છોકરીએ પોલીસ-કમીશ્નરને અરજી કરી હતી. એ અરજીમાં એવી ફરિઆદ હતી કે પદમપ્રસાદ તેનું હરણ કરી લાવ્યો હતો અને હિરાલાલને રૂ. ૧૩૦૦માં તેને વેચી હતી. ગુરખા સમાજે તે વાત હાથ ધરી. આરોપી અને અર્જુનસિંહ એ બનાવની તપાસમાં મદદ કરવા પોલીસ પાસે ગયા. તા. ૨ જીથી તા. ૨૬મી ફેબ્રુઆરી સુધીમાં કાંઇ બન્યું નહિ. તા. ૨૬મી ફેબ્રુઆરીએ આ બનાવ બન્યો. આરોપી હિરાલાલની પેઢી ઉપર ગયો અને તેને એક પત્ર આપ્યો અને તે પછી કુકરી વડે તેના પર હુમલો કર્યો. કેટલાકોએ મળીને આરોપીને પકડયો. દરમીઆન હિરાલાલને હોસ્પીટાલમાં મોકલવામાં આવ્યો કે જ્યાં તે મરણ પામ્યો.

## હિરાલાલ શું કહે છે ?

મરતાં મરતાં કરેલા સ્ટેટમેન્ટમાં તે કહે છે કે તેણે બે મહીનાં પહેલાં આરોપીને એક વખત જોયો હતો. આરોપી તેની પાસેથી એક લાખ રૂપીઆ કઢાવવા માગતો હતો, પરંતુ તેણે આપવા ના પાડી. હિરાલાલની આ વાત નહિં માનવાને મજબુત કારણ છે. જો

આરોપી તેની પાછળ પાછળ ભમતો હતો અને તેની પાસેથી નાણા કઢાવવા માગતો હતો તો પછી જ્યારે તે પેઢી પર ગયો ત્યારે "એ કોણ છે?" એવો હિરાલાલે દશરથીને પ્રશ્ન કરવાની કાંઇ જરૂર નહોતી. આરોપીનો એકરાર, મરનાર પરનો તેનો પત્ર, કુકરી જેવું હથીયાર એ બધાનો એક સાથે વિચાર કરતાં ફરિઆદપક્ષ એવી દલીલ કરે છે કે મરનારને મારી નાખવાનો આરોપીનો ઇરાદો હતો.

## આરોપીનો ઇરાદો શું હતો ?

આ કેસમાં બે અગત્યના મુદ્દા છે. પહેલો મુદ્દો એ છે કે આરોપીએ હિરાલાલનું મૃત્યુ નીપજાવ્યું છે કે ? અને બીજો મુદ્દો એ છે કે ખુન કરવાનો તેનો ઇરાદો હતો કે ? ઇરાદાના સંબંધમાં આરોપીનો એકરાર, હુમલો થયો તે વખતના સંજોગો વિષેની જુબાની, આરોપીએ વાપરેલું હથીયાર અને મરનારના શરીરનો હુમલો કરવામાં આવેલો ભાગ એ બધા ઉપરથી આરોપીના ઇરાદાનો નિર્ણય કરવાનું હું તમને સોંપું છું.

તા. ૨૫ મીએ આરોપીને હિરાલાલને મળવાની તક મળી હતી પરંતુ તે મળ્યો નહોતો. વળી બીજે દિવસે પણ હિરાલાલ પર હુમલો કરતાં પહેલાં તે ખચકાયો હતો અને બારણા તરફ પાછો હઠયો હતો. નેપાલી હોઇને તે કુકરી વાપરવામાં કુશળ હતો અને બચાવપક્ષની દલીલ એ છે કે જો તેનો ઇરાદો ખુન કરવાનો હોત તો તે મરનારને સહેલાઇથી માથા પર ફટકો મારી શકત.

## મૃત્યુનું કારણ.

તે પછી ના. જજે જુબાનીની સમાલોચના કરતાં જણાવ્યું કે

પહેલાં તબીબી જુબાની લઇએ. બચાવપક્ષનું કહેવું એવું છે કે હિરાલાલ કુદરતી કારણોથી મરણ પામ્યો હતો. મરનાર મધુમહેના દર્દથી પિડાતો હતો એવી જુબાની પણ છે. સવાલ એ છે કે હિરાલાલને થયેલા જખમો સિવાયના તદ્દન કુદરતી કારણોથીજ તે મરણ પામ્યો હતો કે ? જો એમ હોય તો ખુન થયું ન ગણાય. પરંતુ જો મરનારને થયેલા જખમોને લીધે આઘાતથી તેનું મરણ થયું હતું તો આરોપી તેની જીંદગી ટુંકી કરવા માટે ગુન્હેગાર છે.

એવી કશી જુબાની નથી કે તા ૨૬મી ફેબ્રુઆરીને દિવસે હિરાલાલ દર્દથી પિડાતો હતો. ડો. ઘોસની જુબાની પર જોઇ શકાશે કે જ્યારે મરનારને હોસ્પીટલમાં લઇ જવામા આવ્યો ત્યારે તે ગભીર હાલતમાં હતો. "પોસ્ટ મોરટમ" રીપોર્ટ જણાવે છે કે મૃત્યુ જખમોની અસરથી નીપજ્યું હતું. ડોકટર પોતાની જુબાનીમાં જણાવે છે કે જખમોથી થયેલા આઘાતને લીધે મધુમેહથી જ્ઞાનતંતુઓ બંધ પડવાથી મરણ નીપજ્યું હતું. ડોકટરનો અભિપ્રાય એવો છે કે જો કે મૃત્યુનું તાત્કાલિક કારણ જ્ઞાનતંતુ બંધ પડવાનું છે પરંતુ આરોપીના કૃત્યથી મરણ જલદી નીપજ્યું હતું. એટલે એકજ મુદ્દો રહે છે કે જ્યુરી જખમોથી મૃત્યુ નીપજ્યું તબીબી જુબાની સ્વીકારે છે કે જખમો સાથે કશો સંબંધ નહિં ધરાવતા કુદરતી કારણોથી મૃત્યુ નીપજ્યું હોવાની દલીલ સ્વીકારે છે. ધારો કે જ્યુરીને એમ લાગે કે આરોપીએ મરણ નીપજાવ્યું હતું તો તેઓએ એ વિચાર કરવાનો છે કે આરોપીનો ઇરાદો મરણ નીપજાવવાનો હતો કે ?

## જ્યુરીનો ચુકાદો.

બાદ જ્યુરીએ એક કલાક સુધી મસલત ચલાવી હતી, જે પછી તેઓએ એક મતે ખુનના આરોપ માટે આરોપીને બીન-ગુન્હેગાર જાહેર કર્યો હતો, જ્યારે ખુન કરવાના પ્રયત્નના આરોપ માટે ૬ વિરૂદ્ધ ૩ મતે ગુન્હેગાર જાહેર કર્યો હતો. ગંભીર ઇજાના આરોપ માટે સર્વાનુમતે ગુન્હેગાર જાહેર કર્યો હતો.

## સજા.

ના. જજે જ્યુરીનો ચુકાદો સ્વીકારીને ગંભીર ઇજાના આરોપ માટે આરોપીને આઠ વર્ષની સખ્ત કેદની સજા ફરમાવી હતી, પરંતુ ખુન કરવાનો પ્રયત્ન કરવાના આરોપ માટે જુદી સજા કરી નહોતી.



# રાજકુમારી કેસ.

## રાજકુમારીની ફરિઆદ.

જે રાજકુમારી ઉપર અત્યાચાર ગુજારવા બદલ હિરાલાલ અગ્રવાલ નામના કલકત્તાના શ્રીમંત મારવાડી વેપારીનું બહાદુર નેપાલી યુવાન ખડગ બહાદુરસિંહે ખુન કર્યું હતું જેની ખાતર તેણે પોતાના ઉપર આઠ વર્ષની સખ્ત કેદની સજા વહોરી લીધી હતી તે રાજકુમારીએ એ હિરાલાલને ત્યાં પોતાને રૂા. ૧૩૦૦માં અનીતિના હેતુથી વેચવા માટે પદમાપ્રસાદ નામના સખ્સ સામે શનીવાર તા. ૧૯મી માર્ચ ૧૯૨૭ને રોજ વધારાના વડા મેજીસ્ટ્રેટ મી. એ. ઝેડ. ખાન સમક્ષ ફોજદારી કાયદાની ૩૭૨મી કલમ મુજબ ફરિઆદ કરી હતી.

રાજકુમારી તરફથી મી. એસ. કે. ઘોસે ફરિઆદ રજુ કરી હતી, જે અક્ષરશઃ નીચે મુજબ છેઃ—

## ફરિઆદ.

હું આપ નામદારને અરજ ગુજારૂં છું કેઃ—

૧. હું જનરલ અમરજંગના પુત્ર અને નેપાલના સ્વર્ગસ્થ

વડા પ્રધાન મહારાજા સર જંગબહાદુર રાણાના પૌત્ર રાણા બાબર-જંગની પુત્રી છું. મારી ઉંમર માત્ર ચૌદ વર્ષની છે.

૨. આરોપી પદમાપ્રસાદ મારા એક પિત્રાઇ બ્હેનનો પતિ થાય છે. મારી એ બ્હેન બે વર્ષ પહેલાં સ્વર્ગવાસ પામી છે.

૩. ૧૯૨૬ના જુલાઇ મહીનાના અરસામાં મારા લગ્ન કરવાના બહાના હેઠળ મને નેપાલથી બનારસ લાવવામાં આવી હતી અને ત્યાં લક્ષ્મીકુંડની રાણીસાહેબા તરીકે ઓળખાતી મારી એક સગીને ત્યાં મને રાખવામાં આવી હતી.

૪. હું એ રાણીસાહેબાને ત્યાં રહેતી હતી તે દરમીયાન આરોપી વારંવાર ત્યાં આવતો હતો. ત્યારથી મને ભાન થયું કે હું આરોપીના સકંજામાં આવી ગઇ છું. આરોપી સાહેબાને સમજાવીને મને પોતાને ત્યાં રહેવા ઉપાડી ગયો.

૫. હું જાણતી હતી કે આરોપી ખરાબ ચાલનો માણસ છે; નેપાલમાંથી નેપાલી છોકરીઓને ફસાવીને ઉઠાવી જવા માટે તેનું નામ મશહુર છે; તેમાંની કેટલીક છોકરીઓને પોતે રખાત તરીકે રાખતો અને કેટલીકને બીજાને ત્યાં વેચી નાખતો. આથી હું આરોપીને ત્યાં જવા ખુશી નહોતી. તેથી આરોપી મને પોતાને ત્યાં ફસાવી ન રાખે તેવા હેતુથી ગોવિંદકેશરીની પત્નીની મદદથી તેને ત્યાં ચાલી ગઇ.

૬. પરંતુ પાછળથી આરોપી બળજબરીથી મને બનારસમાં પોતાને ઘરે ઉઠાવી ગયો. ત્યાં તેણે મને ધમકીઓ આપી, મારી ઉપર હુમલા કર્યા તેમજ અનેક વખત બળાત્કારથી મારી સાથે સંભોગ કર્યો.

મને ત્યાં બે મહિના સુધી તદ્દન બંધીખાના જેવી હાલતમાં રાખવામાં આવી અને મારી સામે જે ખરાબ વર્તન ચલાવવામાં આવતું હતું તેની સામે જરા સરખો પણ વિરોધ દેખાડવા જેટલો પણ મને આશરો નહોતો.

૭. ૧૯૨૬ના સપ્ટેમ્બર મહીનાના અરસામાં આરોપી મને તેમજ બીજી ૭ સાત જુવાન છોકરીઓને લઈને બનારસથી કલકત્તે આવ્યો હતો અને હિરાલાલને ત્યાં તેણે મને અનીતિના કામ માટે રૂ. ૧૩૦૦માં હિરાલાલને વેચી દીધી અને બાકીની છોકરીઓને લઈને આરોપી ચાલ્યો ગયો.

૮. હિરાલાલે મને સખ્ત બંદીખાનામાં રાખી હતી અને હું તેના મકાનમાંથી નાશી ન જાઉં કે બહારના કોઇ માણસ સાથે કશા પરિચયમાં ન આવું તે માટે મારી પર દેખરેખ રાખવા "દરવાનો" રાખ્યા હતા. આવી દશામાં મારે પાંચ મહીના ગાળવા પડયા. ત્યાં હિરાલાલ અને તેના મિત્રોની ટોળકી મારા પર અમાનુષી અને ઘાતકી અત્યાચારો ગુજારતા હતા. એ હિરાલાલ મારા પર અત્યાચાર કરતો હતો અને તેના મિત્રો પાસે પણ મારી ઉપર અત્યાચાર કરાવતો હતો. એ બધાને પરિણામે હું બિમાર પડી હતી.

૯. ત્યાંથી ૧૯૨૭ના જાન્યુઆરીની તા. ૧૪મીએ હું નાશી છુટી અને મોહરસિંહ ભંડારીના મકાનમાં આશરો લીધો કેમકે તેમની પત્ની મીયાકુમારી મારી સગી થાય છે.

૧૦. મારે મારી સારવાર માટે લેડી ડફરીન હોસ્પીટલમાં રહેવું પડયું હતું અને હમણાંજ હોસ્પીટલમાંથી આવી છું.

હું આરોપી સામે મને વેચવાનો આરોપ મૂકું છું.

આવા સંજોગોમાં આરોપી સામે ફોઝદારી કાયદાની ૩૭૨મી કલમ પ્રમાણે કામ ચલાવવા હું આપ નામદારને અરજ ગુજારૂં છું.

અત્રે રામબહાદુર તરકનાથ સાધુએ જણાવ્યું હતું કે આ બાબત ડેપ્યુટી પોલીસ કમીશ્નર મી. બેનરજીએ હાથમાં લીધેલી છે અને પોલીસ એ બાબતમાં તપાસ ચલાવી રહી છે.

## મેજીસ્ટ્રેટનો હુકમ.

આ ઉપરથી ના. મેજીસ્ટ્રેટે નીચે પ્રમાણે હુકમ કર્યો હતોઃ—

મને જાણવા મળ્યું છે કે ડેપ્યુટી પોલીસ કમીશ્નરે આ બાબતમાં તપાસ ચલાવી છે. માટે તેમણે ફરિઆદમાં જણાવેલા વેચાણમાં આરોપીનો હાથ છે કે નહિં તે બાબતમાં તા. ૨૮ મી માર્ચ સુધીમાં મને રીપોર્ટ કરવો.

## પોલીસ રીપોર્ટ.

મુકદ્દમાની વધુ તપાસ તા. ૨૯ મી માર્ચે નીકળી હતી, જે વખતે ના. મેજીસ્ટ્રેટે પદમાપ્રસાદના સંબંધમાં પોલીસ પાસે માગેલો રીપોર્ટ પોલીસ સત્તાવાળાઓ તરફથી રજુ કરવામાં આવ્યો હતો. તે રીપોર્ટ નીચે મુજબ છેઃ—

અરજદાર બાબરજંગની પુત્રી થાય છે. તેની વય પંદર સોળ વર્ષની છે. તા. ૧૭ મી જાન્યુઆરીને રોજ તેણે લાલબઝાર પોલીસ થાણા પર હાજર થઇ પોતાના કાકા પદમાપ્રસાદ સામે પોતાને નેપાલમાંથી ઉઠાવી લાવવા માટે તેમજ કલકત્તામાં હિરાલાલ અગ્રવાલને

વેચવા માટે ફરિઆદ કરી હતી. તે સાથેજ અરજદારે હિરાલાલ સામે પોતાને અટકાયતમાં રાખવા અને પોતાના પર અત્યાચાર ગુજારવા માટે પણ ફરિઆદ કરી હતી. તેના જણાવવા પ્રમાણે એ ગુન્હાઓ છેલ્લા સાત મહીના દરમીઆન કરવામાં આવ્યા હતા.

તપાસ કરતાં જણાય છે કે અરજદાર નેપાળમાં પોતાના વતન જનકપુરથી મુસામત જ્ઞાનબીબીજોરી સાથે આવી હતી અને બનારસમાં તેની દાદી રાણીશેઠી સાથે ત્રણ દિવસ રહી હતી. રાણીશેઠીના મકાનમાં તે રહેતી હતી તે દરમીઆન તા. ૧૨મી ફેબ્રુઆરીએ ગોવિંદકિશોર તેને ઉઠાવી ગયો હતો. રામાપાન્ડે અને બે નેપાલી સ્ત્રીઓ સામે તે બદલ કામ ચલાવવામાં આવ્યું હતું, પરંતુ બનારસના સીટી મેજીસ્ટ્રેટે તેઓને છોડી મૂકયા હતા. પદમાપ્રસાદની પણ બનારસમાં જુબાની લેવામાં આવી હતી. અરજદારે તેની સામે કરેલી ફરિઆદનો તેણે ઇનકાર કર્યો હતો. તેનો ખુલાસો એવો છે કે અરજદાર રાણીશેઠીને ત્યાં રહેતી હતી અને ત્યાંથી તેનું હરણ કરવામાં આવ્યું હતું. અરજદારને ગોવિંદકિશોર નામના નેપાલી ધર્મગુરૂને ત્યાંથી છોડાવી લાવવામાં આવી હતી. તપાસ પુરી થયા પછી રાજકુમારી તો રાણીશેઠીને પાછી સુપ્રત કરવામાં આવી હતી.

પદમાપ્રસાદ વધુમાં એવું જણાવે છે કે તે પછી થોડા દિવસ બાદ રાજકુમારીનો બાપ બનારસ આવ્યો હતો અને તેજ છોકરીને કલકત્તે જઇ હિરાલાલને ત્યાં મૂકી આવ્યો હતો.

પદમાપ્રસાદના જણાવવા મુજબ રાજકુમારી કદી તેને ત્યાં રહી નહોતી તેમજ તે પોતે તેની અને તેના બાપની સાથે કલકત્તે ગયો

પણ નહોતો અને તેણે રાજકુમારીને હિરાલાલને ત્યાં વેચી નહોતી. હિરાલાલને તે ઓળખતો હતો કારણ કે હિરાલાલ તેની સાળીને પરણ્યો હતો. તેણે સીતાનાથ રોડ પર આવેલું હિરાલાલનું મકાન કદી જોયું પણ નહોતું અને રાજકુમારીનો બાપ તેની છોકરીને કલકત્તે લઈ ગયો તે પછી તો પદમાપ્રસાદ કલકત્તે પણ કદી ગયો નહોતો.

છેવટમાં પદમાપ્રસાદ જણાવે છે કે રાજકુમારીએ તેની સામે કરેલા આક્ષેપો તદ્દન જુઠા છે.

## હિરાલાલની સાસુનો ખુલાસો.

હિરાલાલ અગ્રવાલની સાસુ ચંદ્રકુમારીદેવી એવું જણાવે છે કે રાજકુમારીનો બાપ તેને કલકત્તે લઈ આવ્યો હતો અને હિરાલાલે તે છોકરીને પોતાના મકાનમાં પોતાની રખાત તરીકે રાખી હતી. રાજકુમારી હિરાલાલના બગીચાવાળા મકાનમાં પણ જતી હતી. તેને અટકાયતમાં રાખવામાં આવી નહોતી તેમજ તેના તરફ ખરાબ વર્તન પણ ચલાવવામાં આવતું નહોતું. આમ છતાં રાજકુમારી હિરાલાલને ત્યાંથી શા માટે નાશી ગઈ તેનો ચંદ્રકુમારીદેવી કશો ખુલાસો કરી શકતી નથી.

પદમાપ્રસાદનો જન્મ નેપાલમાં કટામરૂમ ખાતે થયો હતો, પરંતુ તે ઘણા વખતથી બનારસમાં રહેતો હતો. તે ઘણોજ શ્રીમંત અને લાગવગવાળો માણસ છે. ઘણી મહેનત કરવા છતાં તેની વિરૂધ્ધ કશા પુરાવા મળી શકતા નથી.

## હિરાલાલનો ખુલાસો.

હિરાલાલ એવો ખુલાસો કરે છે કે પદમાપ્રસાદ અને રાજકુમારીનો

બાપ છોકરીને બનારસમાં ઉઠાવી જનારાઓથી બચાવવા માટે કલકત્તે લઈ આવ્યા હતા.

પદમાપ્રસાદ તેની સામે અરજદારે કરેલા આક્ષેપોનો તદ્દન ઇનકાર કરે છે.

રાજકુમારીનો બાપ બાબરજંગ હમણાં નેપાલમાં રહે છે, તેથી તેનો ખુલાસો મેળવી શકાયો નથી.

આ બધી હકીકતો ઉપરથી જણાય છે કે છોકરીનો બાપજ તેને હિરાલાલને ત્યાં લઇ ગયો હતો. અરજદારે કરેલી ફરિઆદ મુજબ પદમાપ્રસાદે તેને વેચી હોય એવો કશો પુરાવો મળતો નથી.

## જ્યુડીશીયલ તપાસની માગણી.

પોલીસે ઉપર પ્રમાણે રીપોર્ટ રજુ કરતાં રાજકુમારીના વકીલ મી૦ એસ. કે ઘોસે જણાવ્યું હતું કે પોલીસનો રીપોર્ટ મારા કુળની તરફેણમાં નથી માટે હું જ્યુડીશીયલ તપાસ માટે અરજ કરું છું.

બચાવપક્ષના વકીલ મી. પશુપતિ ભટ્ટાચાર્યે જણાવ્યું કે હું એ છોકરીના સંબંધમાં અદાલતમાં ચાલેલા મુકદ્દમાના કેટલાક કાગળો રજુ કરવા માગું છું.

ના. મેજીસ્ટ્રેટ—તમને બોલવાનો અધિકાર નથી.

મી. ભટ્ટાચાર્ય—થોડા દિવસ પહેલાં હાઇકોર્ટે એક વકીલને બોલવાનો અધિકાર ન હોવા છતાં બોલવા દીધો હતો.

ના. મેજીસ્ટ્રેટ—હાઇકોર્ટ જે કરી શકે તે હું ન કરી શકું

મી. ભટ્ટાચાર્ય—અદાલતમાં ચાલેલા મુકદ્દમાના કેટલાક કાગળો હું રજુ કરવા માગું છું. ખડગ બહાદુરની મને દયા આવે છે. જો તે પુરેપુરી ખરી હકીકતો જાણતો હોત તો તેણે જે પગલું ભર્યું તે કદીજ ન ભર્યું હોત.

મી. ઘોસ—પોલીસ તપાસ એવે વખતે થયેલી છે કે જે વખતે આ અજ્ઞાન છોકરીનું હિત સંભાળનાર કોઇજ નહોતું.

મી. ભટ્ટાચાર્ય—હિરાલાલનું ખુન થયું તે પહેલાં સ્વતંત્રપણે આ તપાસ ચાલેલી છે.

## રાજકુમારીની જુબાની.

બાદ ના. મેજીસ્ટ્રેટે રાજકુમારીની જુબાની લીધી હતી.

રાજકુમારીએ પોતાની તપાસમાં જણાવ્યું કે મારી દાદી રાણી-શેઠીએ મોકલેલી એક નેપાલી સ્ત્રી મને નેપાલથી બનારસ તેડી લાવી હતી. હું મારી દાદીને ત્યાં હતી તે દરમ્યાન મારૂં હરણ કરવામાં આવ્યું હતું. મને પદમાપ્રસાદને ત્યાંથી છોડવવામાં આવી હતી અને હું ગોવિંદકિશોરને ત્યાં રહી હતી. પદમાપ્રસાદજ મને કલકત્તે લઇ આવ્યો હતો અને મને હિરાલાલ અગ્રવાલને ત્યાં વેચી હતી.

ના. મેજીસ્ટ્રેટ—તમારા પિતા કદી બનારસ આવ્યા હતા કે?

રાજકુમારી— જી, હા.

ના. મેજીસ્ટ્રેટ—હિરાલાલ પાસેથી નાણા કોણે લીધા?

રાજકુમારી—પદમાપ્રસાદે.

ના. મેજીસ્ટ્રેટ—તમારી રૂબરૂમાં?

રાજકુમારી—જી, હા.

આ પછી ના. મેજીસ્ટ્રેટે તા. ૧લી એપ્રીલની મુદત નાખતાં હુકમ કર્યો હતો કે પોલીસનો રીપોર્ટ વાંચ્યો તે અધુરો છે. અરજદારનો વકીલ જણાવે છે કે પદમાપ્રસાદ અરજદારને હિરાલાલને ત્યાં લઇ ગયો હતો અને તેને ત્યાં મૂકી આવ્યો હતો એવા તેમની પાસે પુરાવા છે. માટે તે પુરવાર કરવા કેસ આગળ ચલાવવો.

## જ્યુડીશીયલ તપાસ.

રાજકુમારીના વકીલની માગણી મુજબ ના. મેજીસ્ટ્રેટે તા. ૧લી એપ્રીલને શુક્રવારે જ્યુડીશીયલ તપાસ શરૂ કરી હતી.

અરજદાર તરફથી મેસર્સ. એ. સી. મુકરજી, જી. ગુપ્તા અને એસ. કે. ઘોસ હાજર થયા હતા, જ્યારે બચાવપક્ષમાં મેસર્સ. પશુપતિ ભટ્ટાચાર્ય, બી. ચક્રવર્તિ અને બાસર આહમદ ઉભા રહ્યા હતા.

અદાલત ચીકાર ભરાઇ ગઇ હતી.

શરૂઆતમાં અરજદારના વકીલ. મી. મુકરજીએ નેપાલના સ્વ. દામ્બરજંગની પત્ની રાણી અંબરકુમારીની જુબાની લીધી હતી. અંબરકુમારીએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે મારે એક પુત્રી હતી. તેનું નામ તેજકુમારી હતું. તેને હિરાલાલ અગ્રવાલ સાથે પરણાવી હતી. તે પોતાની પાછળ એક પુત્ર અને એક પુત્રી મૂકીને બે વર્ષ પહેલાં સ્વર્ગવાસ પામી છે.

## અંબરકુમારીની જુબાની.

મેજીસ્ટ્રેટની તપાસમાં અંબરકુમારીએ જણાવ્યું કે જો કે અમે રજપુત છીએ, છતાં મેં મારી પુત્રી અગ્રવાલને પરણાવી હતી કેમકે

હિરાલાલે પોતે ક્ષત્રી હોવાનું જણાવ્યું હતું. મારી પુત્રીના મરણ પછી હિરાલાલે મને બેડન સ્ટ્રીટમાં ભાડે લઇ આપેલા મકાનમાં હું રહું છું અને મારી પુત્રીના બાળકોની સંભાળ રાખું છું. હિરાલાલ કોઇ કોઇ વખત ત્યાં આવે છે.

ના. મેજીસ્ટ્રેટ—તમે પદમાપ્રસાદ નામના માણુસને ઓળખો છો?
અંબરકુમારી—જી, હા.
સ—તે બેડન સ્ટ્રીટમાં તમે રહેતા તે મકાને આવતો હતો કે?
જ—જી, હા.
સ—તે ત્યાં કોઈ વખત રહ્યો હતો કે?
જ—જી, હા. એક વખત તે ચાર દિવસ ત્યાં રોકાયો હતો.
સ—તે ત્યાં શા માટે આવ્યો હતો?
જ—તેણે હિરાલાલ માટે એક નેપાલી છોકરી લાવવાની ગોઠવણ કરી હતી.

વધુ જુબાની આપતાં અંબરકુમારીએ જણાવ્યું કે બેડન સ્ટ્રીટમાંથી હું સીતાનાથ રોડ પરના મકાનમાં રહેવા ગઇ હતી અને ત્યાં પદમાપ્રસાદ રાજકુમારીને લઇ આવ્યો હતો. રાજકુમારી મારા પતિના મોટા ભાઇની પુત્રી થાય છે.

સ—એ પ્રસંગે રાજકુમારી વિષે હિરાલાલ અને પદમાપ્રસાદ વચ્ચે શું બન્યું તે વિષે તમે કાંઇ જાણો છો?

જ—જી, હા. રાજકુમારીની કેટલી કિંમત આપવી એ વિષે હિરાલાલ અને પદમાપ્રસાદ વચ્ચે બોલાચાલી થઇ હતી. પદમાપ્રસાદ ૧૩૦૦

રૂપીઆ માગતો હતો અને હિરાલાલ એટલી રકમ આપવા ના પાડતો હતો. પરંતુ આખરે હિરાલાલે પૈસા આપ્યા અને છોકરીને અગ્રવાલને ત્યાં મૂકીને તે ચાલ્યો ગયો.

સ—તમે તે સામે કાંઈ વાંધો ઉઠાવ્યો હતો કે ?

જ—જી, હા. પરંતુ મારૂં કશું ચાલ્યું નહોતું.

સ—પદ્દમાપ્રસાદ તમારો કાંઇ સગો થાય છે ?

જ—તે મારો એક જમાઇ છે.

સ—તમે તેની સમક્ષ કાંઇ વાંધો ઉઠાવ્યો હતો કે ?

જ—જી, ના.

સ—કેમ નહિં ?

જ—મારી તબીયત બરાબર નહોતી.

સ—હિરાલાલ સમક્ષ વાંધો ઉઠાવી શકો એટલી તમારી તબીયત સારી હતી, છતાં તમે પદમાપ્રસાદને કાંઇ ન કહ્યું.

જ—ના.

છેવટમાં અંબરકુમારીએ જણાવ્યું કે આ બનાવથી હું એટલી નારાજ થઇ કે મારી પુત્રીના બાળકોને મૂકીને હું બેતીયા ચાલી ગઇ.

## વિષ્ણુકુમારીની જુબાની.

રાણી અંબરકુમારીની ભાણેજ વિષ્ણુકુમારી કે જે તેના જવા પછી બાળકોની સંભાળ રાખતી હતી, તેણે જુબાની આપતાં જણાવ્યું કે પદમાપ્રસાદ રાજકુમારીને લઇને સીતાનાથ રોડવાળા મકાને આવ્યો હતો. તેની સાથે તેની ત્રણ બાંઓ, છોકરી અને જમાઇ પણ હતા.

સ—રાજકુમારીનું કોઇ સગું પદમાપ્રસાદની સાથે હતું ?

જ—ના.

સ—રાજકુમારીનો બાપ તેની સાથે આવ્યો હતો ?

જ—મેં જોયો નહોતો.

છેવટમાં વિષ્ણુકુમારીએ જણાવ્યું કે હિરાલાલે પદમાપ્રસાદને રૂ. ૧૩૦૦ આપ્યા અને તે રાજકુમારીને મૂકીને ચાલ્યો ગયો.

## મોટર-ડ્રાઇવરની જુબાની.

તે પછી હિરાલાલને ત્યાં મોટર-ડ્રાઈવર તરીકે ઉમેદવારી કરતા અમરબહાદુરમલે પણ પોતાની જુબાનીમાં રાજકુમારીને પદમાપ્રસાદ વેચી ગયો હતો તે વાતને ટેકો આપ્યો હતો. તેણે જણાવ્યું કે પદમા-પ્રસાદે મને સીતાનાથ રોડવાળા મકાને બોલાવ્યો હતો અને કહ્યું હતું કે તે રાજકુમારીને લઇને બનારસ પાછો ચાલ્યો જવા માંગે છે કેમકે હિરાલાલ રૂ. ૧૫૦૦ આપવા ના પાડતો હતો. છેવટે રૂ. ૧૩૦૦ માં સોદો નક્કી થયો અને હિરાલાલે તે રકમ પદમાપ્રસાદને આપી.

ના. મેજીસ્ટ્રેટ (અરજદારના વકીલને)—પદમાપ્રસાદ કયાં છે ?

મી. મુકરજી—એ હજુ ભેદભરેલી બીના છે. પરંતુ મને કહેવામાં આવ્યું કે તે બનારસમાં છે.

## ઉલટાસુલટી પોલીસ રીપોર્ટ.

તે પછી મી. મુકરજીએ પોલીસ રાપોર્ટ પર ટીકા કરતાં જણાવ્યું હતું કે પોલીસ રીપોર્ટ પરસ્પર વિરોધી છે. તેમાં એક

સ્થળે જણાવ્યું છે કે પદ્દમાપ્રસાદ તેની સામેના સઘળા આક્ષેપોનો ઇનકાર કરે છે અને પોતે રાજકુમારી સાથે કલકત્તે આવ્યો હોવાની સાફ ના પાડે છે. એજ રીપોર્ટના છેડે જણાવવામાં આવ્યું છે કે પદ્દમાપ્રસાદ અને રાજકુમારીનો બાપ તેની છોકરીને બનારસમાં ઉઠાવી જનારાઓથી બચાવવા માટે કલકત્તે હિરાલાલને ત્યાં લઈ આવ્યા હતા.

રાજકુમારીએ ના. મેજીસ્ટ્રેટના પ્રશ્નનો જવાબ આપતાં જણાવ્યું કે હમણાં હું માનસિંહની પત્નીના રક્ષણ નીચે રહું છું. તે મારી પિત્રાઇ બહેન થાય છે.

ના. મેજીસ્ટ્રેટ—રાજકુમારીને કલકત્તામાં આટલાં બધાં સગાંઓ છે, છતાં તેમાના કોઇએ તેને હિરાલાલને ત્યાં વેચાતી અટકાવવાના કે એ વેચાણ વિષે પોલીસને ખબર આપવાના કાંઇ પગલાં ન લીધાં?

મી. મુકરજી—રાજકુમારીનાં સગાંઓ હિરાલાલની શ્રીમંતાઇને લીધે ડરતા હતા. રાજકુમારીએ પોતે તો પોતાની હાલતની પોતાના સગાંઓને ખબર પહોંચાડવા ઘણી મહેનત કરી હતી. તેણે હિરાલાલના એક નોકર છોકરાની મારફત પોતાના સગા પર ચીઠી મોકલી હતી પરંતુ છોકરો પકડાઇ ગયો અને તેને ખૂબ ઠપકો આપવામાં આવ્યો.

ના. મેજીસ્ટ્રેટ—હું રાજકુમારીની વાત નથી કરતો. હું તો તેના સગાંઓની વાત કરૂં છું.

મી. મુકરજી—હું એવી જુબાની રજુ કરીશ કે હિરાલાલની પરવાનગી વિના કોઇને બહાર જવા કે અંદર દાખલ થવા દેવામાં આવતું નહિં.

## પદ્દમાપ્રસાદ સામે વોરંટ.

ઉપર મુજબની જ્યુડીશીયલ તપાસ પછી ના. મેજીસ્ટ્રેટે પદ્દમાપ્રસાદ સામે સગીર બાળાનું અનીતિના કામ માટે વેચાણ કરવાના આરોપસર ફોઝદારી કાયદાની ૩૭૨મી કલમ પ્રમાણે વોરંટ કાઢી આપ્યું હતું, જે તા. ૨૦મી એપ્રીલ સુધીમાં બજાવવાનું હતું.

એવી ગોઠવણ કરવામાં આવી હતી કે અરજદારને ખર્ચે બનારસના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને તારથી વોરંટની ખબર આપવી.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

## પદ્દમાપ્રસાદ મેજીસ્ટ્રેટ સમક્ષ.

પોતાની સામે નીકળેલા વોરંટની પદમાપ્રસાદને જાણ થતાં તે તા. ૧૪મી એપ્રીલને દિવસે મેજીસ્ટ્રેટ સમક્ષ હાજર થયો હતો ને તેની તરફથી મી. બી. સી ચેટરજી અને મી. પશુપતિ ભટ્ટાચાર્યે તેને જામીન ઉપર છોડવાની અરજી કરતાં જણાવ્યું હતું કે જવાબદાર ઘણોજ શ્રીમંત વેપારી છે અને તેની આવક ઘણી મોટી છે. વળી તેની સામે મૂકવામાં આવેલો આરોપ ખોટો છે એવું પૂરવાર કરનારા કાગળો પણ માટે તેને જામીન પર છોડવો.

આથી મેજીસ્ટ્રેટે તેને રૂ. ૨૦ હજારની રોકડ જામીનગીરી અને રૂ. ૧૦-૧૦ હજારની બે જામીનગીરીઓ ઉપર છોડવાનો હુકમ કર્યો હતો અને મુકદ્દમાની તપાસ તા. ૨૦ એપ્રીલ ઉપર મુલતવી રાખી હતી.

## પદ્માપ્રસાદ સામે બીજી ફરિઆદ.

તા. ૨૦ મીને દિવસે રાજકુમારીની ફરિઆદની તપાસ આગળ ચાલે તે પહેલાં પદ્માપ્રસાદ સામે એક બીજી ફરિઆદ નોંધાવવામાં આવી હતી.

હિરાલાલ અગ્રવાલ કે જેને ત્યાં રાજકુમારીને વેચવામાં આવી હોવાથી આ મુકદ્દમો ઉભો થયો હતો અને જેના પાપાચારોથી ગુસ્સે થઇ ખડગબહાદુરે તેનું ખુન કર્યું હતું તે હીરાલાલની સાસુ રાણી અમરકુમારીએ ( નેપાલના રાણા ડામ્બરજંગની વિધવા ) પદ્માપ્રસાદ સામે પોતાની સ્વર્ગસ્થ પુત્રી તેજકુમારીના બાળકોને ખોટી રીતે અટકાયતમાં રાખવાની પદ્માપ્રસાદ સામે ફરિઆદ કરી હતી અને બાળકોનો કબજો મેળવવા અરજી કરી હતી.

### ફરિઆદ.

તે ફરિઆદ નીચે મુજબ છે:—

હું અરજદાર નેપાલના રાણા ડામ્બરજંગની વિધવા છું. મારા પતિ ૧૮ વર્ષ પહેલાં ગુજરી ગયા છે તે વખતે મને પ્રતાપજંગ નામનો પુત્ર અને ત્રિલોકકુમારી, તેજકુમારી અને વિષ્ણુકુમારી એમ ત્રણ પુત્રીઓ મળી ચાર સંતાનો હતાં.

નવ વર્ષની વાત ઉપર કલકત્તાના રહીશ હિરાલાલ અગ્રવાલે મારી પુત્રી તેજકુમારીના તેની સાથે લગ્ન કરવા મને સમજાવી અને ૧૯૧૮નાં ડીસેમ્બરની તા૦ ૧૭ મીએ ધાર્મિક વિધિ અને ક્રિયા સહિત મેં મારી પુત્રી તેજકુમારીનાં તે હિરાલાલ સાથે કલકત્તામાં લગ્ન કર્યાં.

૧૯૨૦ના જુનમાં હિરાલાલથી મારી પુત્રી તેજકુમારીને એક પુત્રી અવતરી, જેનું નામ માનકુમારી છે. ૧૯૨૩ના જુલાઇમાં મારી પુત્રીને એક પુત્ર થયો, જેનું નામ ગંગાલાલ છે. તે પછી ૧૯૨૬ના માર્ચની ૭મી તારીખે મારી પુત્રી કલકત્તામાં સ્વર્ગવાસ પામી.

તેજકુમારી જીવતી હતી તે દરમ્યાન હિરાલાલે મને ભાડે લઇ આપેલા મકાનમાં હું રહેતી હતી. મારી પુત્રીના મરણ પછી ૧૯૨૬ના સપ્ટેમ્બર મહીના સુધી હું એજ મકાનમાં રહેતી હતી. માનકુમારી અને ગંગાલાલ મારી સાથેજ રહેતાં હતાં. તે પછી હું બેતીયા ગઇ.

૧૯૨૭ના જાન્યુઆરીમાં પદમાપ્રસાદ કલકત્તે ગયો અને સીતાનાથ રોડ પરના જે મકાનમાં માનકુમારી અને ગંગાલાલ રહેતા હતા ત્યાંથી છુપી રીતે તેમને બનારસ ઉઠાવી ગયો અને હજુ એ બન્ને બાળકોને તે છુપાવી રહયો છે.

૧૯૨૭ ફેબ્રુઆરીની તા૦ ૨૬ મીએ હિરાલાલ મરણ પામ્યા. એટલે ત્યારથી એ બન્ને બાળકોની દાદી તરીકે વાલીપણાનો હકક મારો છે અને તેથી બાળકોના કબજાનો મને અધિકાર છે.

પદમાપ્રસાદ હજુ પણ એ બન્ને બાળકોને બનારસમાં છુપાવી રહ્યો છે અને મારી પાસે, આવતાં તેમને અટકાવી રહ્યો છે, મેં વારંવાર તેની પાસે માંગણી કરવા છતાં પણ તે મને બાળકો સોંપતો નથી.

આવા સંજોગોમાં હું આપ નામદારને ફોઝદારી કાયદાની ૭૪૨મી કલમ પ્રમાણે પગલાં લઇ એ બાળકોને હાજર કરવા વારંટ કાઢી આપવા અરજ ગુજારૂં છું.

અરજદારના વકીલે વધુમાં જણાવ્યું કે પદમાપ્રસાદ અદાલતમાં હાજર છે માટે બાળકો અદાલતમાં હાજર કરવા તેને હુકમ કરવો જોઇએ.

બચાવપક્ષના વકીલ મી૦ પશુપતિ ભટ્ટાચાર્યે પ્રશ્ન કર્યો કે અરજી શી બાબતની છે ?

મી. મુકરજી—ગેરકાયદેસર અટકાયતમાં રાખવા વિષેની.

મી. ભટ્ટાચાર્ય—કોને અને કયાં અટકાયતમાં રાખવામાં આવ્યાં છે ?

મી. મુકરજી—હિરાલાલનાં બાળકોને ખોટી રીતે અટકાયતમાં રાખવામાં આવ્યાં છે.

મી. ભટ્ટાચાર્ય—હવે ભેદ સમજાયો કે હિરાલાલનાં બાળકો મોજુદ છે.

તે પછી મેજીસ્ટ્રેટે અરજદાર અંબરકુમારીની જુબાની લીધા પછી અરજી કાઢી નાંખતાં જણાવ્યું કે અરજદાર પોતાની મેળેજ બાળકોને છોડીને એતીયાહ ચાલી ગઇ હતી. મને લાગે છે તેણે એ વર્તનથી બાળકો ઉપરનો પોતાનો વાલીપણાનો હક ગુમાવ્યો છે. વળી હિરાલાલનું આખું કુટુંબ કાંઇ નાશ પામ્યું નથી અને મને સમજાતું નથી કે બાળકોના પિતૃપક્ષનાં કોઈ પણ સગાં કાં એ બાળકોના સંબંધમાં કાંઇ હિત ધરાવતાં નથી! અરજદાર અને તેના પક્ષનાઓ તરફથી જવાબદાર સામે એક ગંભીર આરોપ તો ઉભોજ છે. મને લાગે છે કે તેની સામે આરોપોનો ઢગ કરવા માટે આ અરજી કરવામાં આવી જણાય છે. જો અરજદારને બાળકો ઉપર વાલીપણાનો કશો હક્ક હોય તો તેણે દીવાની અદાલતમાંથી તે પ્રમાણે હુકમ મેળવવો અને પછી બાળકોનો કબજો મેળવવા પગલાં ભરવાં જોઇએ.

## અદાલતની અવગણના.

બાદ રાજકુમારીની ફરિઆદવાળો મુકદ્દમો હાથ ધરવામાં આવતાં બચાવપક્ષના વકીલ મી. પશુપતિ ભટ્ટાચાર્યે મેજીસ્ટ્રેટનું ધ્યાન ખેંચ્યું હતું કે હિંદી દૈનિક પત્ર "વિશ્વામિત્રે" આ મુકદ્દમાના સંબંધમાં "દિનકા રાત બનાનેકી કોશીશ" અને "સત્ય પર પરદા ડાલનેકી ચેષ્ટા" એવા મથાળા હેઠળ ટીકા કરી છે, જે અદાલતની અવગણના કરવા બરાબર છે.

ના. મેજીસ્ટ્રેટ--સારે નશીબે કે કમનશીબે હું એ ભાષા જાણતો નથી અને મેં એ પત્ર જોયું પણ નથી. સરકારી વકીલની ધ્યાન પર એ બાબત લાવજો.

મી. ભટ્ટાચાર્ય—એ પત્ર હિંદી છે તેથી આપ તે વાંચી નહિં શકો, પરંતુ હું એ બાબત સરકારી વકીલની ધ્યાન પર લાવીશ.

બાદ મેજીસ્ટ્રેટે અરજદારના વકીલો મી. એ. સી. મુકરજી, મી. એસ. કે. ઘોસ અને મી. સુશીલ મુકરજીને પૂછ્યું હતું કે તેઓ પોતાના મુકદ્દમાની વિગતથી તૈયાર છે કે નહિં.

મી. મુકરજીએ જણાવ્યું હતું કે તેઓ હજી મુકદ્દમો તૈયાર કરી શકયા નથી માટે પખવાડીયાની મુદત આપવી.

મેજીસ્ટ્રેટે અરજી મંજુર રાખી. તા. ૪થી મેની મુદત આપતાં જણાવ્યું કે મુકદ્દમો બહુ લંબાવવો નહિં. આવતી મુદતે તમારે પુરેપુરા તૈયાર થઇને હાજર થવું કે જેથી વિના વિલંબે મુકદ્દમો પુરો કરી શકાય.

## મુકદ્દમાની સુનાવણી.

બુધવાર તા. ૪થી મેને દિવસે મુકદ્દમાની સુનાવણી શરૂ થઇ હતી. આજે ફરિઆદપક્ષ તરફથી મી. એ. સી. મુકરજી, મી. જી. ગુપ્તા, મી. એસ. કે. ઘોસ, અને સી. એલ. દત્ત હાજર થયા હતા. બચાવપક્ષમાં મી. બી. સી. ચેટરજી, મી. પશુપતિ ભટ્ટાચાર્ય, મી. પ્રવશચંદ્ર ચક્રવર્તી અને મી. સતીશચંદ્ર બોઝ હાજર થયા હતા. મુકદ્દમાની ખરી સુનાવણી આજે હોવાથી લોકોની પણ ઠઠ જામી હતી.

બચાવપક્ષના વકીલે શરૂઆતમાં જવાબદાર એક શ્રીમંત ગૃહસ્થ હોવાથી તેને બેસવા દેવાની અરજી કરી હતી, જે મેજીસ્ટ્રેટે મંજુર રાખી હતી. તેઓએ વધુમાં એવી અરજ કરી હતી કે નેપાલી સાક્ષીઓની જુબાની લેવામાં આવનાર હોવાથી દુભાષીયા તરીકે મી. એસ. એન. પ્રધાન કામ કરનાર છે. તેઓ ભુલ ન કરે તે માટે તેમની મદદમાં જંગબહાદુરના પૌત્રને બેસવા દેવા. મેજી- સ્ટ્રેટે એ માગણી પણ મંજુર કરી હતી.

## રાણી અંબરકુમારીની જુબાની.

સૌ પહેલાં રાણી અંબરકુમારીની જુબાની શરૂ થઇ હતી. તેણે પોતાની જુબાનીમાં જણાવ્યું કે મારી પુત્રી તેજકુમારીના હિરાલાલ અગ્રવાલ સાથે લગ્ન કર્યા હતા. મારી પુત્રી તેમજ જમાઇ બન્ને મરણ પામ્યા છે. મારી પુત્રીને ત્રણ બાળકો હતાં, જેમાંથી એક મરણ પામ્યું છે અને બાકીનાં બે હજુ હયાત છે. છોકરીની ઉમર ૭ વર્ષની છે અને તેનું નામ માનકુમારી છે. છોકરો ચાર વર્ષનો છે અને તેનું નામ ગંગાલાલ છે.

સ—તમારી પુત્રીના મરણ પછી તમે કયાં રહેતાં હતાં?

જ—હું મારી પુત્રીનાં બાળકો સાથે સીતાનાથ રોડ પર આવેલા મકાનમાં રહેતી હતી.

સ—એ મકાન તમને કોણે ભાડે લઇ આપ્યું હતું?

જ—હીરાલાલ અગ્રવાલે.

સ—એ મકાન ઉપર હિરાલાલ પોતે કદી આવતા હતા કે?

જ—હા, તે ત્યાં ઘણી વખત આવતો હતો.

સ—તમે પદમાપ્રસાદને ઓળખો છો?

જ—હા, (પદમાપ્રસાદ તરફ આંગળી કરીને) પેલા બેઠા તે.

સ—પદમાપ્રસાદ તમારા કાંઇ સગા થાય છે કે?

જ—હા. તે પણ મારો જમાઈ છે.

સ—એટલે કે તમારી બીજી પુત્રીનાં લગ્ન તેની સાથે થયાં હતાં?

જ—જી, હા.

સ—તમે હિરાલાલનાં બાળકો સાથે સીતાનાથ રોડ પરના મકાનમાં રહેવા ગયાં ત્યાં પદમાપ્રસાદ આવ્યા હતા કે?

જ—હા. એક વખત તે એ મકાને આવ્યો હતો.

સ—તેઓ એકલા આવ્યા હતા કે સાથે કોઇ હતું?

જ—તેમની સાથે તેમનું કુટુંબ, રાજકુમારી અને બીજા માણસો હતા.

સ—રાજકુમારી તમારે શું થાય?

જ—તે મારી પૌત્રી થાય. (રાજકુમારીને ઓળખાવી)

સ—પદ્માપ્રસાદ સાથે રાજકુમારી તમે રહેતાં હતાં તે મકાને આવી તે પહેલાં તમે રાજકુમારીને જોઈ હતી?

જ—ના.

સ—પદ્માપ્રસાદ રાજકુમારી અને પોતાના કુટુંબ સાથે તમારે ત્યાં આવ્યા તે પછી હીરાલાલ તમારે ત્યાં આવ્યા હતા?

જ—હા.

સ—પદ્માપ્રસાદ એ મકાનમાં કેટલો વખત રોકાયા?

જ—લગભગ અઠવાડીઉં.

સ—રાજકુમારી વિષે પદ્માપ્રસાદ અને હિરાલાલ વચ્ચે કાંઇ સોદો થયાનું કે વાટાઘાટ થયાનું તમે જાણો છો?

જ—હા, હું રહેતી હતી એજ મકાનમાં એ વાત થયેલી મેં સાંભળી હતી.

સ—શું વાત થઇ હતી તે જણાવો.

સ—હું એક ઓરડામાં બેઠી હતી, ત્યારે મેં રાજકુમારી વિષે હિરાલાલ અને પદ્માપ્રસાદ વચ્ચે વાતચીત થતી સાંભળી હતી.

અત્રે બચાવપક્ષના વકીલ મી. ચેટરજીએ એ વાતચીત રજુ થવા સામે વાંધો ઉઠાવ્યો હતો કે આ મુકદ્દમામાં હિરાલાલને કશો સંબંધ નથી.

ફરિઆદીના વકીલ મી. મુકરજીએ તેનો રદીયો આપ્યો હતો કે રાજકુમારી કે જે આ મુકદ્દમામાં ફરિઆદી છે તેના વિષેજ પદ્માપ્રસાદ અને હિરાલાલ વચ્ચે શી વાત થઇ હતી તેજ હું રજું કરૂં છું.

## રાજકુમારીનું વેચાણ.

તે પછી રાણી અંબરકુમારીએ પોતાની જુબાની આગળ ચલાવતાં જણાવ્યું કે પદમાપ્રસાદે હિરાલાલને રાજકુમારી વિષે વાત કરી અને તેના તે કેટલા રૂપીયા આપશે તે પૂછ્યું.

સ—છેવટે શું બન્યું ?

જ—હિરાલાલે પદમાપ્રસાદને રૂ. ૧૩૦૦ આપ્યા.

સ—એ રૂપીયા અપાતાં તમે નજરે જોયા હતા?

જ—હા, પદમાપ્રસાદને રૂપીયા અપાયા તે મેં નજરે જોયું હતું.

સ—પ્રદમાપ્રસાદના જવા પછી રાજકુમારીનું શું થયું ?

જ--રાજકુમારી એજ મકાનમાં રહી.

સ—રાજકુમારી એ મકાનમાં હતી તે દરમીયાન હિરાલાલ ત્યાં આવતા હતા કે?

જ—હા, તેઓ વારંવાર આવતા હતા.

સ—હિરાલાલ અને રાજકુમારી વચ્ચે તમને કેવો સંબંધ જણાયો ?

જ--હિરાલાલ રાજકુમારી પાસે આવતા જતા.

સ—પરંતુ એ બેની વચ્ચે કાંઇ સંબંધ હોવાનું તમે જાણો છો ?

જ—હિરાલાલ રાજકુમારીને માટેજ આવતા હતા.

સ--"રાજકુમારીને માટેજ" શબ્દોથી તમે શું કહેવા માગો છો ?

જ--હિરાલાલે રાજકુમારીને રખાત તરીકે રાખી હતી અને તેથી તે આવતા હતા.

મેજીસ્ટ્રેટ—હિરાલાલ ત્યાં રાત રહેતા હતા કે ?

જ—હા.

સ--રાજકુમારી તેની સાથેજ રહેતી હતી કે?

જ--હિરાલાલ રાજકુમારી સાથે રહેતા હતા.

સ—તમે ત્યાં હતાં તે દરમીયાન હિરાલાલ રાજકુમારી તરફ કેવું વર્તન રાખતા હતા?

જ--કેટલીક વખતે તે રાજકુમારી સાથે ઝગડો કરતા હતા અને કેટલીક વખત તેની સાથે ખરાબ વર્તન ચલાવતા હતા.

સ--હિરાલાલના વર્તન સામે તમે કશો વાંધો ઉઠાવ્યો હતો કે?

જ--હું કાંઇ બોલતી નહિં કેમકે હિરાલાલથી હું ડરતી હતી.

સ—પછી તમે એ સ્થળ છોડી ગયાં ને?

જ—હા, હું બાળકોને મારી બ્હેન કૃષ્ણાકુમારીની સંભાળ નીચે મૂકીને બેતીયાહ ચાલી ગઇ.

બાદ વધુ તપાસ બીજા દિવસ પર મુલતવી રહી હતી.

## બીજા દિવસની તપાસ.

બીજે દિવસે મુકદ્દમાની સુનાવણી આગળ નીકળતાં પહેલાં ફરિઆદીના વકીલ મી. મુકરજીએ જણાવ્યું કે બચાવપક્ષના વકીલ મી. ચેટરજીએ હિરાલાલ અગ્રવાલનું સ્ટેટમેંટ જુબાનીમાં દાખલ કરવા સામે વાંધો ઉઠાવ્યો હતો પરંતુ જુબાનીના ૩૨ મા કાયદાની ૩જી કલમ પ્રમાણે પદમાપ્રસાદને હિરાલાલે પૈસા આપ્યા હતા તેને લગતું સ્ટેટમેન્ટ જુબાનીમાં દાખલ કરી શકાય. કેટલાક દાખલા ટાંકીને મી. મુકરજીએ બતાવી આપ્યું કે વેચાણના મુદ્દાની બાબતમાં હિરાલાલનું સ્ટેટમેન્ટ જુબાનીમાં દાખલ કરી શકાય.

બચાવપક્ષ તરફથી મી. ચેટરજીએ જણાવ્યું કે હિરાલાલે ગુન્હો કર્યો હોય તો તે અમારા અસીલની વિરૂદ્ધની જુબાની ગણી ન શકાય. જે વાત અનુસંગત હોય તે સિવાય કશી વાત દાખલ કરી શકાય નહિં કેમકે પછી તો આખી રેકર્ડ હિરાલાલના સ્ટેટમેન્ટથીજ ભરાઇ જાય.

મેજીસ્ટ્રેટે ચુકાદો આપ્યો કે એ વાતો આ મુકદ્દમાને લગતી છે તે જુબાનીમાં લાવી શકાય.

## ધાવની જુબાની.

બાદ સાક્ષીઓની જુબાની આગળ ચાલી હતી. વિષ્ણુકુમારીએ જુબાની આપતાં જણાવ્યું કે હું તેજકુમારીની છોકરીની ધાવ છું. હું હિરાલાલને ત્યાં લગભગ પાંચ વર્ષથી નોકરી કરૂં છું અને તેના કુટુંબ સાથે સંબંધ ધરાવું છું.

સ—તમે ધાવ તરીકે રહ્યા ત્યારે તેજકુમારી કયાં રહેતી હતી?

જ—તે વખતે તેજકુમારી સુખીયા સ્ટ્રીટવાલા મકાનમાં રહેતી હતી.

સ—તમે નોકરીમાં હતા તે બધો વખત એજ મકાનમાં રહેતા હતા?

જ—ના. એ અરસામાં હિરાલાલે બેડન સ્ટ્રીટ, સુખીયા સ્ટ્રીટ, સીંધી બગન, રાઇ બગન, સીતાનાથ રોડ એમ જુદે જુદે સ્થળે મકાનો ભાડે રાખ્યા હતા.

સ—તમે હિરાલાલની નોકરી કયારે છોડી?

જ—એક વર્ષ પહેલાં.

સ—એટલે તેજકુમારી કયારે મરણ પામી ?

જ—બે વર્ષ પહેલાં

સ—તે મરણ પામી ત્યારે કયાં રહેતી હતી ?

જ—સુખીયા સ્ટ્રીટવાળા મકાનમાં.

સ—નોકરી છોડયા પછી તમે તેજકુમારીના બાળકોને મળવા જતા હતા કે ?

જ—જી, હા.

સ—શા માટે ?

જ—કારણ કે મને એ બાળકો પર બહુ પ્યાર છે.

સ—તેજકુમારીના મરણ પછી તમે રાણીસાહેબા સાથે રહ્યાં હતાં કે?

જ—હા.

સ—તમે ત્યાં જતા ત્યારે મળીને ચાલ્યાં જતાં કે રોકાતાં હતાં ?

જ—કોઇ વખત મળીને ચાલી જતી અને કોઇ વખત બે ત્રણ દિવસ રહેતી પણ ખરી.

સ—તમે પદમાપ્રસાદને જોયો હતો ?

જ—હા.

સ—તે હિરાલાલનો સગો થાય છે ?

જ—જી, હા. તેઓ બન્ને સાઢુભાઇ થાય છે. હિરાલાલની પત્ની તેજકુમારી પદમાપ્રસાદની પત્ની ત્રિલોકકુમારીની બ્હેન થાય.

સ—પદમાપ્રસાદ હિરાલાલને ત્યાં આવતો ત્યારે તે રોકાતો એવું તમને યાદ છે કે ?

જ--જી, હા. કોઈ કોઇ વખત તે રોકાતો પણ ખરો.

સ--તેજકુમારીના મરણ પછી પદમાપ્રસાદ હિરાલાલને ત્યાં આવતો હતો કે ?

જ--જી, હા.

## છોકરીઓનો દલાલ.

સ--તમે જાણો છો કે તે શા હેતુથી આવતો હતો ?

જ--હા. તે હિરાલાલને કહેવા આવ્યો હતો કે તેની પાસે એક છોકરી છે કે જે તે હિરાલાલ માટે લાવી શકે તેમ છે.

મેજીસ્ટ્રેટ--તેણે છોકરીનું નામ કહ્યું હતું કે ?

જ--તેણે એટલુંજ કહ્યું હતું કે "માયા" છે.

સ--"માયા" શું ?

જ--રજપુતોમાં છોકરીઓને માયા કહે છે.

સ--પછી શું બન્યું ?

જ--હિરાલાલે એ છોકરીને લઇ આવવાના ખર્ચ માટે પદમાપ્રસાદને રૂ. ૨૦૦ આપ્યા.

સ—પૈસા ઉપરાંત કાંઇ આપવામાં આવ્યું હતું કે ?

જ--હા. પદમાપ્રસાદને રૂ. ૨૦૦ ઉપરાંત કેટલીક સાડીઓ આપવામાં આવી હતી.

સ—સાડીઓ આપવાનો હેતુ શો હતો ?

જ—પેલી છોકરીને પહેરાવવા માટે તે આપવામાં આવી હતી.

સ—પદમાપ્રસાદ ગયો તે તમે જોયું હતું કે ?

જ—જી, હા.

સ—તે પછી તમે પદમાપ્રસાદને કલકત્તામાં કદી જોયો હતો ?

જ—હા. તે સીતાનાથ રોડવાળા મકાનપર આવ્યો હતો. તે વખતે તેનાં ત્રણ સ્ત્રીઓ, તેની સાસુ ચંદ્રકુમારી અને તેની પુત્રી, જમાઈ તથા રાજકુમારી તેની સાથે હતાં.

સ—પદમાપ્રસાદ શા માટે આવ્યો હતો તે તમે કહી શકશો ?

જ—હા. તે રાજકુમારીને લઇને આવ્યો હતો.

સ—તમે પદમાપ્રસાદ અને હિરાલાલ વચ્ચે કાંઇ વાતચીત સાંભળી હતી ?

જ—હા. પદમાપ્રસાદ અને હિરાલાલ માળ ઉપર કંઇ તકરાર કરતા હોય એવું સંભળાતું હતું પદમાપ્રસાદ હિરાલાલ પાસે પૈસા માંગતો હોય એવું સગજાતું હતું, પદમાપ્રસાદે હિરાલાલ પાસે રૂ. ૧૩૦૦ માગ્યા અને તે નહિં આપે તો રાજકુમારી પાછી લઇ જવાનું કહ્યું,

સ—હિરાલાલે શું જવાબ આપ્યો ?

જ—હિરાલાલે મારી રૂબરૂમાંજ પદમાપ્રસાદને પૈસા આપ્યા.

## મોટર મીકેનીકની જુબાની.

તે પછી મોટર મીકેનીક અમરબહાદુરમલ્લે જુબાની આપતાં જણાવ્યું કે હું પદમાપ્રસાદને ઓળખું છું.

સ—તેજકુમારીની મા તમને શું થાય ?

જ—તે મારી દાદી થાય.

સ—તમે રાણી અંબરકુમારીને મળવા જતા હતા કે ?

જ—હા, ઘણીયે વખત.

સ--તમે કલકત્તામાં પદમાપ્રસાદને કદી મળ્યા હતા કે ?

જ—હા. સીતાનાથ રોડ પરજ.

સ—તે સીતાનાથ રોડ પર રહે છે એ તમે શી રીતે જાણ્યું ?

જ—પદમાપ્રસાદેજ મને બોલાવ્યો હતો

સ—તેણે તમને કાંઇ કામસર બોલાવ્યા હતા ?

જ—હા. તેણે મારી પાસે કપડાં મંગાવ્યાં હતાં.

સ—તમે આ છોકરીને ( રાજકુમારીને બતાવીને ) જોઇ હતી ?

જ—હા.

સ—એ છોકરી વિષે પદમાપ્રસાદે તમને કાંઇ કહ્યું હતું ?

જ—પદમાપ્રસાદે કહ્યું કે તેણે એ છોકરી હિરાલાલ માટે લઇ આવ્યો છે

સ--તમે હિરાલાલને એ મકાનમાં જોયા હતા ?

જ--હા, હિરાલાલ સાંજે ત્યાં આવ્યા હતા.

સ—પદમાપ્રસાદ અને હિરાલાલ વચ્ચે કાંઇ તકરાર થયેલી તમે સાંભળી હતી ?

જ--હા, પદમાપ્રસાદે હિરાલાલ પાસે રૂ. ૧૫૦૦ માગ્યા અને કહ્યું કે રાજકુમારી તમારે માટે લાવ્યો છું.

સ--હિરાલાલે શું જવાબ આપ્યો ?

જ--હિરાલાલે કહ્યું કે હમણાં હું રૂ. ૫૦૦ આપીશ; વધારે હમણાં મારી પાસે નથી.

સ--પછી પદમાપ્રસાદે શું કહ્યું ?

જ--તેણે કહ્યું કે જો પુરેપુરા પૈસા નહિં આપો તો હું રાજકુમારીને પાછી લઇ જઇશ.

સ--પછી શું થયું ?

જ—છેવટે હિરાલાલે મારી રૂબરૂમાંજ પદમાપ્રસાદને રૂ.૧૩૦૦ આપ્યા.

## બીયાકુમારીની જુબાની.

તે દિવસે છેલ્લી જુબાની બીયા કુમારીની લેવામાં આવી હતી. તેણે જણાવ્યું કે હું બેડન સ્ટ્રીટવાળા ઘરમાં એક મહીનો અને સીતાનાથ રોડવાળા ઘરમાં ચાર મહીના રહી હતી. સીતાનાથ રોડવાળા ઘર પર પદમાપ્રસાદને આવેલો મેં જોયો હતો. તેની સાથે તેની ત્રણ સ્ત્રીઓ, પુત્રી, જમાઈ, સાસુ અને રાજકુમારી પણ હતાં.

બીયાકુમારીએ પણ રાજકુમારીની કિંમત વિષે અગાઉના સાક્ષીઓ જેવીજ જુબાની આપી હતી.

સ—પદમાપ્રસાદના જવા પછી રાજકુમારીનું શું થયું ?

જ--એ તે ઘરમાંજ રહી.

સ—હિરાલાલ ત્યાં આવતા હતા ?

જ—તે લગભગ દરરોજ આવતો હતો.

સ—તે ત્યાં રાત રોકાતા હતા ?

જ—હા.

સ—તે ક્યાં સુઈ રહેતા ?

જ--રાજકુમારીવાળા ઓરડામાં તેની સાથેજ.

બાદ વધુ તપાસ બીજા દિવસ પર મુલતવી રહી હતી.

## રાજકુમારીની આત્મકથા.

શુક્રવારે મુકદમાની સુનાવણી આગળ ચાલતાં રાજકુમારીની જુબાની લેવામાં આવી. જુબાનીમાં તેણે પોતાના ઊપર વિતેલા વિતકોની આત્મકથા કહી હતી.

રાજકુમારીએ જણાવ્યું કે હું નેપાલમાં આવેલા જનકપુરના રહીશ બાબરજંગની પુત્રી છું. મારી ઉંમર ૧૩ વર્ષની છે. આજથી દશ બાર મહીનાની વાત ઉપર મારી દાદી (મારા પિતાની સાવકી માતા) સીતારાણીની નોકરડી જાનીબાઇ સાથે હું જનકપુરથી બનારસ આવી હતી. હું સીતારાણીને ત્યાં ઉતરી હતી. પદમાપ્રસાદ ત્યાં આવતો હતો તેથી હું તેને ઓળખું છું.

સ—તમારા સંબંધમાં સીતારાણી અને પદમાપ્રસાદ વચ્ચે કાંઇ વાતચીત થતી તમે સાંભળી હતી કે?

જ—હા, મેં એ વાત સાંભળી હતી. મને વેચી દેવા માટે સીતારાણીને ત્યાંથી લઇ જવા વિષે વાતચીત થતી હતી.

સ—એ વાત સાંભળ્યા પછી તમે શું કર્યું?

જ—મારા ધર્મગુરૂ ગોવિંદકિસોરનાં પત્ની મારી દાદીને ત્યાં આવતાં હતાં, તેમને મે વાત કરી કે આ લોકો મને વેચી દેવાની વાતો કરી રહ્યા છે માટે મને અહિંથી બીજે લઇ જાવ.

મેજીસ્ટ્રેટ—પદમાપ્રસાદના મકાનમાં રહેવાનું તમે કબુલ કર્યું હતું?

જ—ના.

સ—પછી શું બન્યું?

જ—હું ગોવિંદકિશોરને ત્યાં ગઈ. બીજેજ દિવસે મારી સામે કોર્ટમાં હાજર થવાનું વારંટ કઢાવવામાં આવ્યું.

સ—બનારસમાં તમને મેજીસ્ટ્રેટ સમક્ષ ઉભાં કરવામાં આવ્યાં હતાં કે ?

જ—હા, મને બનારસના કલેકટર સમક્ષ ઉભી કરવામાં આવી હતી.

સ—તમે મેજીસ્ટ્રેટ સમક્ષ કાંઈ સ્ટેટમેન્ટ કર્યું હતું કે ?

જ—મેં કલેકટરને કહ્યું કે પદમાપ્રસાદ અને સીતારાણી મને વેચી દેવા માગે છે માટે મને તેમને હવાલે કરવામાં આવે તે મને ગમતું નથી.

સ—અદાલતે શું હુકમ કર્યો ?

જ—અદાલતે તો મને સીતારાણીને હવાલે કરી.

મેજીસ્ટ્રેટ—સીતારાણીએ શું કર્યું ?

જ—તે મને પદમાપ્રસાદને ત્યાં લઇ ગઇ અને ત્યાંજ મૂકી ગઇ.

મી. મુકરજી—અદાલતે હુકમ ફરમાવ્યો ત્યારે પદમાપ્રસાદ અદાલતમાં હાજર હતો ?

જ—હા.

સ—તમે રાજીખુશીથી પદમાપ્રસાદને ત્યાં રહ્યાં ?

જ—ના, મેં ત્યાં રહેવા ના પાડી, પરંતુ મને ત્યાં રહેવાની ફરજ પાડવામાં આવી.

સ—તમે ત્યાં કેટલું રહ્યાં ?

જ—લગભગ બે મહીના.

## રાત્રે ખરાબ ચેષ્ટા.

સ—તમે પદ્માપ્રસાદને ત્યાં હતાં તે દરમીયાનં તે તમારી તરફ કેવી રીતે વર્તતો હતો ?

જ—પદ્માપ્રસાદ મારી તરફ બહુજ ખરાબ રીતે વર્તતો હતો.

સ—તે તમને શું કરતો ?

જ—હું તેને ત્યાં હતી તે દિવસોમાં તે રાત્રે મારા ઓરડામાં આવતો, મને બાંધતો અને મારી પર ખરાબ ચેષ્ટા કરતો હતો.

## વકીલો વચ્ચે ટપાટપી.

બચાવપક્ષના વકીલ મી. ચેટરજીએ આ સવાલ દાખલ કરવા સામે વાંધો ઉઠાવ્યો હતો.

મી. મુકરજીએ રદીયો આપ્યો કે પ્રદમાપ્રસાદ સામે છોકરી વેચવાનો ગંભીર આરોપ છે. છોકરીની કેવી સ્થિતિ થશે તે પદ્મા-પ્રસાદ સારી રીતે જાણુતો હતો.

મી. ચેટરજી—કયા કાનુન મુજબ સવાલ અનુસંગત છે ?

મેજીસ્ટ્રેટ—એ માણુસનો ઇરાદો તપાસવાનો છે.

મી. ચેટરજી—પરંતુ તેને આ કેસ સાથે શો સંબંધ છે ?

મી. મુકરજી—હું બતાવવા માંગું છું કે પદ્માપ્રસાદમાં અનીતિ જારીજ હતી અને રાજકુમારીને હિરાલાલને ત્યાં લઈ જઇને તે અનીતિ આચરી રહ્યા હતો.

મેજીસ્ટ્રેટ—એ દૃષ્ટિએ પ્રશ્ન બરાબર અનુસંગત છે.

મી. ચેટરજી—પરંતુ કાયદાની કઇ કલમ મુજબ ?

મી. મુકરજી—એક છોકરીના વેચાણનો સોદો થયો છે એટલે પ્રશ્ન અનુસંગત છે.

મી. ચેટરજી—હું મારા વાંધાની નોંધ લેવા અરજ કરૂં છું.

મેજીસ્ટ્રેટે વાંધાની નોંધ લીધા બાદ પોતે સાક્ષીને પ્રશ્ન કર્યો હતો કે–પદમાપ્રસાદ તમારો શું સગો થાય ?

જ—પદમાપ્રસાદ મારી પિત્રાઇ બહેનને ઉઠાવી ગયો હતો એ રીતે તે મારો બનેવી થાય.

સ—અમે સાંભળ્યું છે કે તમારી ફોઇ પદમાપ્રસાદને પરણાવવામાં આવી છે. એ વાત ખરી છે ?

જ—પદમાપ્રસાદ બ્રાહ્મણ છે અને અમે તો ક્ષત્રિય છીએ.

સ—રાણી અંબરકુમારીએ જુબાની આપી છે કે તેની પુત્રી પદમાપ્રસાદને પરણાવી હતી. તે વાત ખરી છે ?

જ—હું જાણુતી નથી.

## પદમાપ્રસાદની આગલી કારકીર્દી.

મેજીસ્ટ્રેટ—ત્યારે તમે તો એટલુંજ જાણો છો કે પદમાપ્રસાદ તમારી પિત્રાઇ બહેનને ઉઠાવી ગયો હતો ?

જ—જી, હા.

સ—તેનું નામ શું ?

જ—સત્યેશ્વરી.

સ—તમે કલકત્તે આવ્યાં તે પહેલા તમે તમારી દાદી અંબરકુમારીને જોઇ હતી ?

જ—ના. મેં તેમનું નામ સાંભળ્યું હતું. મને કલકત્તે લાવવામાં આવી ત્યારથી હું તેમને ઓળખું છું.

સ--તમે કલકત્તે હતા ત્યારે તમારા પિતા ત્યાં આવ્યા હતા?

જ—હા.

સ—તમે તમારા પિતાને મળ્યાં હતાં?

જ--હા.

સ--પદમાપ્રસાદ તમારી સાથે જે ખરાબ ચેષ્ટા કરતો હતો તે વિષે તમે તમારા પિતા આગળ ફરિયાદ કરી હતી કે?

જ—શરમ અને ભયની મારી હું તેમની પાસે કાંઇ બોલી શકી નહિ.

સ—તમે તમારા પિતાને તમને તમારા વતન લઇ જવા કહ્યું હતું?

જ--હા.

સ—તેમણે શું કહ્યું?

જ--તેમણે હા પાડી.

સ--બનારસમાં તમારા પિતાએ તમારો કબજો મેળવવા અરજી કરી હતી એ તમે જાણો છો?

જ—હું જાણતી નથી.

સ--તમારા પિતા તમને સાથે લઇ ગયા?

જ--ના.

સ--બીજાઓ તમને ઉઠાવી ગયા છે એવી મતલબનો બનારસમાં કેસ ચાલ્યો હતો તેની તમને ખબર છે કે નહિં?

જ—હું તે વિષે કાંઈ જાણુતી નથી.

મેજીસ્ટ્રેટ—બનારસમાં મેજીસ્ટ્રેટ સમક્ષ હાજર થવા તમારી સામે વારંટ કાઢવામાં આવ્યું હતું તે સિવાય તમે કાંઇ જાણુતાં નથી

જ—ના.

## ઇચ્છા વિરૂદ્ધ વેચાણુ.

સ—બનારસથી તમને કયાં લઇ જવામાં આવ્યાં ?

જ—ત્યાંથી મને કલકત્તે લાવવામાં આવી.

સ—તમે રાજીખુશીથી આવ્યાં હતાં ?

જ—ના. પદમાપ્રસાદ મારી ઇચ્છા વિરૂદ્ધ મને કલકત્તે ઉપાડી લાવ્યો.

સ—તમારી સાથે કોણુ કોણુ હતું ?

જ—મારી સાથે પદમાપ્રસાદ, તેની ત્રણુ સ્ત્રીઓ, તેની પુત્રી, જમાઇ અને ચંદ્રકુમારી હતાં.

સ—કલકત્તે લાવ્યા પછી તમને કયાં લઇ જવામાં આવ્યાં ?

જ—મને હિરાલાલના સીતાનાથ રોડવાળાં મકાને લઈ જવામાં આવી.

સ—ત્યાં તમે હિરાલાલને જોયો હતો ?

જ—હા. હિરાલાલ સાંજે ચાર વાગે ત્યાં આવ્યો હતો.

સ—તમારાં વેચાણુ વિષે પદમાપ્રસાદ અને હિરાલાલ વચ્ચે વાતચીત થતી તમે સાંભળી હતી ?

જ—હા.

સ--પછી શું બન્યું ?

જ—કલકત્તે મને લાવ્યાને ત્રણ ચાર દિવસ થયા પછી પદમા-પ્રસાદને પૈસા આપવામાં આવ્યા.

સ—તમને કેવી રીતે મેળવ્યાં હતાં તે હિરાલાલે તમને કહ્યું હતું કે ?

મી. ચેટરજીએ આ સવાલ સામે વાંધો ઉઠાવ્યો હતો, જે અદાલતે મંજુર રાખ્યો હતો.

મી. મુકરજીએ તપાસ આગળ ચલાવતાં પૂછયું કે—પદમાપ્રસાદ તમને હિરાલાલ માટે કલકત્તે લઇ આવ્યો છે એવું તમને કહેવામાં આવ્યું તે પહેલાં તમે હિરાલાલને જોયો હતો ?

જ—મને કલકત્તે લાવવામાં આવી તે દિવસે સાંજના ચાર વાગે મેં હિરાલાલને જોયો હતો. તેણે મારી સાથે વાત કરી હતી અને કહ્યું હતું કે તેણે મને ખરીદી લીધી છે.

## સાથે સુઇ રહેતો.

સ---તમે એ ઘરમાં (સીતાનાથ રોડવાળા) આવ્યા. તે પછી હિરાલાલ કયા સુઇ રહેતો ?

જ—હું એ મકાનમા આવી તે દિવસથીજ હિરાલાલ મારા ઓરડામાં સુઇ રહેતો.

મેજીસ્ટ્રેટ—દરરોજ રાત્રે ?

જ—જી, હા.

સ—પૈસા આપવા સંબંધી તમે કાંઇ જાણો છો ?

જ—પૈસા સંબંધી હિરાલાલ અને પદમાપ્રસાદ વચ્ચે બોલાચાલી થઈ હતી.

મેજીસ્ટ્રેટ—કેટલા પૈસા ?

જ—ઘણું કરીને ૧૩૦૦ રૂપીયા.

સ—કોણે કોને પૈસા આપ્યા ?

જ—હિરાલાલે પદમાપ્રસાદને પૈસા આપ્યા.

સ—શા બદલ ?

જ—મને હિરાલાલને ત્યાં વેચ્યા બદલ.

સ—તમે એ બધી વાતો કયાંથી સાંભળી ?

જ—એ તકરાર થતી હતી ત્યારે હું ચંદ્રકુમારીના ઓરડા તરફ જતી હતી, પરંતુ મને કહેવામાં આવ્યું કે તમારે ત્યાં જવાનું કાંઈ કામ નથી.

સ—તમે હમણાં કહ્યું કે હિરાલાલે તમને કહ્યું હતું કે તેણે તમને ખરીદી લીવાં છે. તેણે તમને કેટલામાં લીના તે કહ્યું હતું કે ?

જ—જી હા. તેણે મને કહ્યું હતું કે તેણે મને રૂ. ૧૩૦૦માં ખરીદી લીધી છે.

## રખાત તરીકે.

સ—હિરાલાલ તમારી સાથે કેવી રીતે વર્તતો હતો ?

જ—તે મારી તરફ બહુજ ખરાબ રીતે વર્તતો હતો.

મેજીસ્ટ્રેટ—હિરાલાલે તમારી સાથે લગ્ન કરવાની ક્રિયા કરી હતી કે ?

જ—ના.

સ—તમે પતિપત્ની તરીકે રહેતા હતા કે ?

જ—હું રખાત જેવી હતી.

મી. મુકરજી—તમે હિરાલાલના મકાનમાં કેટલું રહ્યાં ?

જ—લગભગ પાંચ મહીના.

સ—તમે ત્યાંથી છટકવા ઇચ્છતાં હતાં કે ?

જ—હું કલકત્તે આવી ત્યારથી ત્યાંથી નાશી છુટવા મથતી હતી. એક દિવસ તો હું દરવાજા સુધી પહોંચી પણ ચંદ્રકુમારીએ મને પકડી પાડી.

સ—પરંતુ આખરે તો તમે હિરાલાલની હયાતિ દરમીયાનજ નાશી છુટયા હતા ને ?

જ—હા, હું પાંચેક મહીનાં પહેલાં ત્યાંથી નાશી છુટી શકી હતી.

સ—તમે નાશી છુટ્યા પછી તમારી હાલત વિષે તમે પોલીસ સત્તાવાળાઓને અરજી કરી હતી કે ?

જ—જી, હા.

બાદ વધુ તપાસ મંગળવાર તા. ૧૭મી મે પર મુલતવી રહી હતી.

રાજકુમારીનો ઉંમરનો સવાલ.

તા. ૧૭ મીએ મુકદમાની તપાસ આગળ ચાલતાં પહેલાં કેપ્ટન બેનરજી કે જેમણે રાજકુમારીના શરીરના અવયવોના એક્ષ રે ફોટા લીધા હતા તેમની મી. મુકરજીએ તપાસ લીધી હતી.

સ—રાજકુમારીના શરીરના ભાગોના એક્ષ રે ફોટા તમે લીધા હતા ?

જ—હા.

સ—તમે જેના એક્ષ રે ફોટા લીધા હતા તે આજ (રાજકુમારીને બતાવીને) છોકરી છે ?

જ—હા, તેજ (છોકરી તરફ આંગળી કરીને) છોકરી છે.

સ—તમને ખાત્રી છે?

જ—હા. બરાબર ખાત્રી છે.

સ—છોકરીની વય અઢાર વર્ષની નીચે છે એમ કહી શકો છો?

જ—એ હું કહી શકતો નથી.

## કેપ્ટન રાયની જુબાની.

તે પછી કેપ્ટન એસ. કે. રાયે જુબાની આપતા જણાવ્યું કે લડાઈ દરમીયાન હું સરજીકલ હોસ્પીટલોમાં એક્ષપર્ટ તરીકે કામ કરતો હતો. હાડકાંની વાઢકાપ કરવા માટે એક્ષ રે ફોટોની જરૂર પડતી અહિં રજુ કરવામાં આવતા એક્ષ રે ફોટા મેં જોયા છે. એ અક્ષ રે ફોટાઓ જેના છે તેની વય અઢારની નીચે હોવી જોઈએ એવો મારો અભિપ્રાય છે. એક્ષ રે ફોટા પ્રમાણે તે વ્યક્તિની વય પંદર અને સોળની વચ્ચે હોવી જોઇએ.

## જન્મ સર્ટીફીકેટ વિષે તકરા

બાદ મી. મુકરજીએ રાજકુમારીનું બનારસ મ્યુનીસીપાલીટી તરફનું જન્મ સર્ટીફીકેટ રજુ કર્યું હતું.

મી. ચેટરજીએ એ સર્ટીફીકેટ રજુ થવા સામે એવો વાંધો ઉઠાવ્યો હતો કે એ સર્ટીફીકેટ કોનું છે તે બતાવવામાં આવ્યું નથી.

મી. મુકરજી—પરંતુ આ એક જાહેર દસ્તાવેજ છે.

મેજીસ્ટ્રેટ—એ જન્મ સર્ટીફીકેટ કોનું છે?

મી. મુકરજી—આ જન્મ સર્ટીફીકેટ બાબરજંગની પુત્રીનું છે.

મેજીસ્ટ્રેટ—પણ બાબરજંગની કઈ પુત્રીનું ?

મી. મુકરજી--બાબરજંગને સાક્ષી તરીકે બોલાવીને એ હું પુરવાર કરીશ.

મી. ચેટરજી—આ સર્ટીફીકેટ દાખલ કરવા સામે હું વાંધો ઉઠાવું છું કે એ રાજકુમારીનો જન્મ પુરવાર કરતું નથી.

મેજીસ્ટ્રેટ—આ જન્મ સર્ટીફીકેટ બાબરજંગની પુત્રીનું છે.

મી ચેટરજી—એ બાબરજંગ કોણ છે ? નેપાલમાં એવા ઘણા બાબરજંગ હોય. માટે આ જન્મ સર્ટીફીકેટ રાજકુમારીનુંજ છે એમ પુરવાર કર્યા વિના તે દાખલ કરવા સામે હું વાંધો ઉઠાવું છું.

મેજીસ્ટ્રેટ—સર્ટીફીકેટ ઓળખાવ્યા વિના શી રીતે પુરવાર થઇ શકે. બાબરજંગને ઘણી પુત્રીઓ હોય, અલબત્ત આ દસ્તાવેજ અગત્યનો છે પરંતુ તે કેવી રીતે ઉપયોગી થશે તે મને સમજાતું નથી. આમ છતાં ઓળખાવવા માટે નીશાની કરી રાખું છું.

## બચાવ પક્ષનો વધુ વિરોધ.

તે પછી પોલીસ કોર્ટના એક વકીલ મી. એસ. કે. ગુપ્તાની જુબાની લેવામાં આવતાં તેમણે જણાવ્યું કે તા. ૧૭ મીએ મેં ચંદ્રકુમારીની વતી મેજીસ્ટ્રેટ સમક્ષ અરજી કરી હતી ચંદ્રકુમારીની સુચના પ્રમાણે મેં અરજી ઘડી હતી. મેં તે ચંદ્રકુમારીને વંચાવી સમજાવી હતી અને તેમણે તેના ઉપર સહી કરી હતી.

મી. ચેટરજી—આ અરજીને પણ જુબાનીમાં દાખલ કરવા સામે હું વાંધો ઉઠાવું છું. એ ચંદ્રકુમારી કોણ છે ?

મી. મુકરજી—ચંદ્રકુમારી હિરાલાલ અને પદમાપ્રસાદની સાસુ છે. જુબાની દરમીયાન તેમનું નામ આવી ગયું છે.

મી. ગુપ્તાએ વધુ જુબાની આપતાં જણાવ્યું કે એ અરજી ઉપરથી રાજકુમારીને રજુ કરવા ઝડતીનું વારંટ કાઢવામાં આવ્યું હતું, પરંતુ તેનો અમલ કરવામાં આવ્યો નહોતો.

મી૦ ચેટરજી—એ અરજીમાં કરવામાં આવેલા આક્ષેપોને આ મુકદ્દમા સાથે શો સંબંધ છે મારા વિદ્વાન મિત્ર કહે છે કે ચંદ્રકુમારી હિરાલાલ અને પદમાપ્રસાદની સાસુ છે. બીજા માણસ સામેના આક્ષેપો મારા કુળને કેમ બંધનકર્તા હોઇ શકે ?

મી મુકરજી--આ અરજી ઉપરથી એવું પુરવાર કરી શકાશે કે રાજકુમારીને હિરાલાલ સાથે પરણાવવામાં આવી નહોતી. ઇન્સાફની ખાતર ના. મેજીસ્ટ્રેટ ચંદ્રકુમારીના તપાસ લઇ શકે તે માટે હું સાધનો રજુ કરૂં છું. ચંદ્રકુમારી મારા વિરૂદ્ધ પક્ષના હોઇ હું તેની જુબાની લેવાનું સાહસ કરી શકતો નથી.

મેજીસ્ટ્રેટ--હું એ શાક્ષીને બોલાવીશ તોયે સૌ છેલ્લે બોલાવીશ.

બાદ કેટલીક ચર્ચા પછી એ અરજી જુબાનીમાં દાખલ કરવામાં આવી હતી.

## આરોપ ઘડી કાઢયો.

તે પછી પદમાપ્રસાદ સામે ફોઝદારી કાયદાની ૩૭૨મી કલમ પ્રમાણે અનીતિના કામ માટે એક છોકરીનું વેચાણ કરવાનો આરોપ ઘડી કઢવામાં આવ્યો હતો.

પદમાપ્રસાદે ગુન્હાનો ઇનકાર કર્યો હતો.

મેજીસ્ટ્રેટ—(પદમાપ્રસાદને) તમે કાંઇ સ્ટેટમેન્ટ કરવા માંગો છો કે?

પદમાપ્રસાદ—હું લેખીત સ્ટેટમેન્ટ રજુ કરીશ.

બાદ વધુ તપાસ ગુરૂવાર તા. ૨૬મી મે ઉપર મુલતવી રહી હતી.

## ઉલટપાલટ તપાસ.

તા. ૨૬મી મેને દિવસે મુકદ્દમાની સુનાવણી આગળ ચાલતાં બચાવપક્ષના વકીલ મી. ચેટરજીએ ફરિયાદપક્ષના સાક્ષીઓની ઉલટ-પાલટ તપાસ શરૂ કરી હતી. સૌ પહેલી ઉલટપાલટ તપાસ અમર-બહાદુરમલ્લની લેવામાં આવી હતી.

મી. ચેટરજી—તમે શું કરો છો?

અમરબહાદુરમલ્લ—હું હમણાં મેસર્સ વોલફોર્ડ કંપનીમાં મોટર મીકેનીક ખાતામાં ઉમેદવાર તરીકે કામ કરૂં છું.

સ—તે પહેલાં ક્યાં હતાં?

જ—તે પહેલાં એક સાહેબ ડીને ત્યાં શીકાર તરીકે કામ કરતો હતો.

સ—કલકત્તામાં તમે કેટલા વખતથી છો?

જ—૭ વર્ષથી.

સ—તમે કલકત્તે કોની સાથે આવ્યા હતા?

જ—હું એકલો આવ્યો હતો.

સ—તમે પાર્ક સરકસ ડીપોમાં રહેતા હતા કે ?
જ—ના. ત્યાં મારા એક મિત્ર શેરબહાદુર રહે છે.
સ—તમે કયાં રહેતા હતા ?
જ—હું તો જુદે જુદે સ્થળે રહ્યો હતો.
સ—તમે નેપાલથી સીધ્ધ કલકત્તે આવ્યા હતા ?
જ—હા.
સ—તમે કદી બનારસ ગયા નથી ?
જ—ના.
સ—તમે રાણી અંબરકુમારીને કયારે મળ્યા હતા ?
જ—હું કલકત્તે આવ્યો ત્યારે.
સ—તે વખતે તે કયાં રહેતી હતી ?
જ—બેડન સ્ટ્રીટમાં.
સ—તમે ડામરજંગ નામના માણસને ઓળખો છો ?
જ—હા, તે રાણી અંબરકુમારીના પતિ હતા.
સ—નેપાલના રાજકુટુંબ સાથે તેમનો સંબંધ હતો કે ?
જ—હા.

સ— નેપાલના રાજકુટુંબના માણસોને પેનશન મળે છે એ વાત ખરી છે કે ?

જ—હા.
સ—તમને પેનશન મળે છે ?
જ—ના.
સ—તમારી મા જીવે છે કે ?

જ—ના.

સ—તેઓ કયારે મરણ પામ્યાં ?

જ—ત્રણ વર્ષ પહેલાં.

સ—તેઓ કયાં મરણ પામ્યાં ?

જ—નેપાલમાં.

સ—રાણી અંબરકુમારી તમારે શું થાય ?

જ—તેઓ મારા દાદી થાય.

સ—એ વાત ખરી છે કે તમારી રાંધેલી રસોઈ રાણી અંબરકુમારી ન ખાઇ શકે ?

જ—હા.

સ—અંબરકુમારીને પદમાપ્રસાદ શું થાય ?

જ—જમાઇ થાય.

સ—પદમાપ્રસાદને પરણાવેલી અંબરકુમારીની પુત્રીને તમે ઓળખો છો ?

જ—હા.

સ—તમે તેને કયાં જોઇ હતી ?

જ—કલકત્તામાં તેમજ નેપાલમાં.

સ—આ મુકદ્દમામાં જુબાની આપતાં પહેલાં તમે અહિં જુબાની આપવાના છો એવી તમે કોઇને વાત કરી હતી કે ?

જ—ના.

સ—કોઇ પોલીસ તમારી પાસે આવ્યો હતો કે ?

જ—ના.

સ—પોલીસ સમક્ષ તમે કાંઇ સ્ટેટમેન્ટ કર્યું હતું કે ?

જ--ના.

સ—કૃષ્ણકુમારી અંબરકુમારીને શું થાય ?

જ--તે તેમની શોકય થાય.

સ—તમે રાજકુમારીને પહેલ વહેલી કયાં જોઇ હતી ?

જ--કલકત્તામાં સીતાનાથ રોડ પરના મકાનમાં.

સ--તમે પરણેલા છો ?

જ—ના.

સ--અંબરકુમારીને પુત્ર છે કે ?

જ—હા.

સ—તેનું નામ શું ?

જ--રાણા પ્રતાપજંગ.

સ--એ તેની મા સાથે રહે છે ?

જ--ના, પણ મેં તેને કલકત્તામાં તેની મા પાસે જોયો હતો.

સ--રાજકુમારી સીતાનાથ રોડ પરનું મકાન છોડી ચાલી ગઇ હતી તે તમે જાણો છો ?

જ--હા.

સ—રાજકુમારી સીતાનાથ રોડવાળાં મકાનેથી ચાલી ગઇ તે પછી તમે અંબરકુમારીને મળ્યા હતા કે ?

જ—ના.

સ—તમે એમ કહેવા માગો છો કે તે પછી તમે કદી અંબરકુમારીને મળ્યા નથી ?

જ--હમણાં હમણાં હું એમને સીમલામાં મળું છું.

આ સાક્ષીની ઉલટપાલટ તપાસ બાકી હતી અને મુકદ્દમો બીજા દિવસ ઉપર મુલતવી રહયો હતો.

## અમરબહાદુરમલ્લની વધુ તપાસ.

બીજે દિવસે પણ અમરબહાદુરમલ્લની ઉલટપાલટ તપાસ આગળ ચાલી હતી.

મી. ચેટરજી--તમને જુબાની આપવાનો હુકમ મળ્યો હતો કે?

જ—ના.

સ--ત્યારે તમે શા માટે જુબાની આપવા આવ્યા?

જ—મોહનસિંધે મને અદાલતમાં હાજર થવા અને જુબાની આપવા કહ્યું હતું.

સ—મોહનસિંધ તે મીનકુમારીનો પતિજ ને?

જ—હા.

સ--તે આજે અદાલતમાં હાજર છે?

જ—ના.

સ—તમે તેને ક્યારથી ઓળખો છો?

જ—ઘણા વખતથી.

સ—એક છોકરી વેચવી એ ખોટું કામ છે એમ તમે જાનો છો?

જ—હા.

સ—બહુજ ખરાબ?

જ—અલબત્ત.

સ—તમે છોકરીઓ વેચવાનો વિચાર રાખો છો ?

જ—મારે શા માટે એવો વિચાર રાખવો પડે ?

સ—તમે એવા કામમાં કદી ભાગ ન લો ?

જ—નહિંજ.

સ—છોકરી વેચવી એ ગુન્હો છે એમ તમે માનો છો ?

જ—હા.

સ—રાજકુમારીના વેચાણની વાટાઘાટની વાત તમારા જાણવામાં આવી ત્યારે તમે તે સામે વાંધો ઉઠાવ્યો હતો કે ?

જ—ના.

સ—તમારી હાજરીમાં બીજા કોઇએ વાંધો ઉઠાવ્યો હતો કે ?

જ—મારી સાથે બીજું કોઇ હાજર નહોતું.

સ—રાજકુમારીના વેચાણની વાત સાંભળીને તમારૂં લોહી ઉકળી આવ્યું નહિં ?

જ—જરૂર ઉકળી આવ્યું.

સ—તમે પોલીસને ખબર કરી હતી કે ?

જ—ના.

સ—તમને એ છોકરીને હિરાલાલના પંજામાંથી બચાવવાની વૃત્તિ થઇ નહિં ?

જ—થઇ.

## શ્રીમંતોનો ડર.

સ—ત્યારે તમે પોલીસમાં કાં ન ગયા ?

જ--પદ્દમાપ્રસાદ અને હિરાલાલ બન્ને શ્રીમંત માણસો હોવાથી હું તેમનાથી ડરતો હતો.

સ--એ વેચાણની તમે મોહનસિંઘને વાત કરી હતી કે ?

જ--હા.

સ--મોહનસિંઘ પોલીસ ખાતામાં કામ કરે છે કે ?

જ—હા.

સ—તે ત્યાં શું હોદ્દો ધરાવે છે ?

જ--તે પોલીસખાતામાં મોટર-ડ્રાઇવર છે.

સ—રાજકુમારી સીતાનાથ રોડ પરના મકાનમાં રહેતી હતી ત્યારે તેની સાથે વાત કરવાનો તમને પ્રસંગ મળ્યો હતો કે ?

જ--હા.

સ--તેની સાથે વાત કરવાના તમને કેટલી વાર પ્રસંગ મળ્યા હતા !

જ--બે ત્રણ પ્રસંગો.

સ—ક્યાં ?

જ—કોઈ વખત તેના ઓરડામાં તો કોઇ વખત બહાર પરસાળમાં. કોઇ વખત તો હું તેને અંબરકુમારાંના ઓરડાના ખુણામાં રડતી જોતો. હું તેની સાથે વાત કરતો ત્યારે તે પોતાની ખેદજનક કથા સંભળાવતી.

સ—તમે પોતાને આબરૂદાર માનો છો ?

જ—જરૂર.

સ--રાજકુમારાંને તમે આબરૂદાર સ્ત્રી ગણો છો ?

જ--અલબત્ત.

સ--તમે માનો છો કે એક આબરૂદાર સ્ત્રી બીજા માણસને ત્યાં ત્રણ ચાર દિવસ રહે?

જ—જો તે બીજા માણસને ઓળખતી ન હોય તો શા માટે રહે?

સ-સીતાનાથ રોડ પરના મકાનમાં તમારે રાજકુમારી સાથે ખાનગી વાતચીત થઇ હતી?

જ--હા.

સ—રાજકુમારી સાથેની ખાનગી વાતચીત દરમીયાન તમે તેને તમારૂં શીરનામું આપ્યું હતું કે?

જ—ના.

સ--તમે રાજકુમારીને તમારા મિત્ર શેરબહાદુર વિષે વાત કરી હતી કે?

જ—ના.

સ—તમે હીરાલાલને નજરે જોયો હતો?

જ—હા.

સ—તે વૃદ્ધ હતો?

જ—હા.

સ—જુવાન સ્ત્રીઓને વૃદ્ધ સાથે ન આપવી જોઇએ એમ તમે માનો છો?

જ--મને એ અયોગ્ય લાગે છે.

સ—રાજકુમારીને પાકં સરકસ ડીપોમાં દોડું લઇ ગયું હતું?

જ—હું લઇ ગયો હતો.

સ--ત્યાં તેણે ત્રણ દિવસ અને ત્રણ રાતો ગાળી હતી એ ખરૂ છે ને ?

જ--તે ત્યાં બે દિવસ અને બે રાત રહી હતી.

સ--તમારી સાથે ને ?

જ—હુ એ મકાનમાં નહોતો રહેતો.

સ—શેરબહાદુરના મકાનમાં એક કરતાં વધારે ઓરડા છે ?

જ—હા.

સ—તે કુટુંબ સાથે રહે છે ?

જ—હા.

સ--શેરબહાદુરના લગ્ન વખતે તમે હાજર હતા ?

જ—ના.

સ—તેને કાંઇ બાળક છે ?

જ--ના.

સ--તેની પત્ની હયાત છે ?

જ--હા.

સ—પાર્ક સરકસ ડીપો કાર્યાઆની પાડોશમાં છે ને ?

જ—હા.

સ—પોલીસ રાજકુમારીને રેસ્કયુ હોમમાં મોકલવા માગતી હતી તેની તમને ખબર છે ?

જ--મને તે ખબર નથી.

સ--રાજકુમારીએ પોલીસ કમીશ્નરને અરજી કરી હતી તે તમે જાણો છો ?

જ—હા.

સ—તમે તેને લાલબજાર લઇ ગયા હતા ?

જ—હા.

સ—પોલીસ તપાસ વખતે તમે હાજર હતા ?

જ—મને તે યાદ નથી.

સ—પોલીસ તપાસ વખતે તમે નાશી ગયા હતા ?

જ—નહિં. હું કલકત્તામાંજ હતો.

સ—પણ તમે પોલીસ પાસે કદી ગયા નહોતા ને ?

જ—હું નથી ધારતો.

સ—હિરાલાલની પત્ની કયારે ગુજરી ગઇ ?

જ—લગભગ વર્ષ પહેલાં.

સ—હિરાલાલની પત્ની ગુજરી જવા પછી તે અમરકુમારી સાથે કેવી રીતે વર્તતો હતો ?

જ—હું તે જાણતો નથી.

સ—તમે રાજકુમારીના પિતાને કદી મળ્યા છો ?

જ—હા.

સ—તે તમારા કાંઇ સગાં થાય ?

જ—હા, તે મારા કાકા થાય.

સ—રાજકુમારીના આવ્યા પછી કેટલા દિવસ પછી તમે પદમાપ્રસાદ માટે કપડાં ખરીદ્યા હતા ?

જ—છ દિવસ પછી.

સ—તમે સાડીઓ પણ ખરીદી હતી કે ?

જ—હા.

સ—તે સાડીઓ રાજકુમારી માટે હતી ને ?

જ—તે કાંઈ હું જાણુતો નથી.

સ—પદમાપ્રસાદ નેપાલી બ્રાહ્મણ છે ને ?

જ—હા.

સ—તમે એમ તો કહો છો ને કે તમે હિરાલાલને ત્યાં આવ્યા ત્યારે પદમાપ્રસાદે તમને કહ્યું હતું કે તે હિરાલાલ માટે એક છોકરી લાવ્યો છે ?

જ—હા.

સ—તે દિવસે કોઇએ તમને રાજકુમારી દેખાડી હતી ?

જ—ના.

સ—પદમાપ્રસાદ છોકરી વેચવા માટે હિરાલાલ સાથે વાટાઘાટ કરતો હતો ત્યારે તેણે તમને ત્યાંથી ચાલ્યા જવા કહ્યું હતું કે ?

જ—ના.

ઉપર મુજબ અમરબહાદુરમલ્લની બે દિવસ સુધી ઉલટપાલટ તપાસ ચાલી હતી. તે બાદ મુકદ્દમો સોમવાર તા. ૩૦મી મે પર મુલતવી રહ્યો હતો.

## મીનકુમારીની જુબાની.

સોમવારે મુકદ્દમો આગળ ચાલતાં બચાવપક્ષના વકીલ મી. ચેટરજીએ મીનકુમારીની ઉલટપાલટ તપાસ લીધી હતી.

મી. ચેટરજી—તમે પહેલાં કલકત્તે કયારે આવ્યાં હતાં ?

મીનકુમારી—લગભગ ત્રણ વર્ષ પહેલાં.

સ —તમે એકલાં આવ્યાં હતાં ?

જ—હું મારી દાદી અને બહેન સાથે આવી હતી.

સ—તમે તેમની સાથે કલકત્તામાં રહેતાં હતાં ?

જ—ના, તેઓ મને મારા પતિ પાસે મૂકીને નેપાલ પાછા ચાલ્યા ગયા હતા.

સ—તમારા પતિ ક્યાં રહેતા હતા ?

જ—ભવાનીપુરમાં.

સ—તમારા પતિનું નામ શું ?

જ—બીલાસસિંધ.

સ—તેઓ નેપાલી છે ?

જ—જી, હા. તેઓ નેપાલી ક્ષત્રિય છે.

સ—તેઓ જીવતા છે ?

જ—ના, તેઓ અઢાર મહીના પહેલાં સ્વર્ગવાસ પામ્યા છે.

સ—તેઓ શું કામ કરતા હતા ?

જ—તેઓ કવિરાજ હતા.

સ—તમારા પતિના અવસાન પછી તમે વૈદકનો ધંધો કરવા માંડ્યાં હતાં કે ?

જ—ના. મારા પતિના સ્વર્ગવાસ પછી દોઢેક મહીના પછી હું તે મકાન છોડી ગઇ હતી.

સ—ત્યારે તમે તમારો નિર્વાહ કેમ ચલાવો છો ?

જ—હું બંડઘાટ ઉપર મારા બનેવીને ત્યાં ગઇ હતી અને તેઓ મને નીભાવતા હતા.

સ—તમારા બનેવીનું નામ શું ?

જ—પીન્થરાજ.

સ—તમારા બનેવી હજુ હયાત છે ?

જ—મને ખબર નથી.

સ—ત્યારે તમે તેમને ત્યાં કેટલું રહ્યાં હતાં ?

જ—બારેક દિવસ.

સ—પછી તમે કયાં ગયાં ?

જ—પછી હું રાણી અંબરકુમારીને ત્યાં ગઇ.

સ—તમે અંબરકુમારીના કાંઇ સગાં થાઓ છો ?

જ—ના.

સ—તમે રાણીસાહેબાને ત્યાં કેટલું રહ્યાં ?

જ—પાંચ મહીના.

સ—તમે ફરી વખત લગ્ન કર્યાં ?

જ—હું હમણાં માનસિંધ સાથે રહું છું.

સ—તેમની સાથે તમારો સંબંધ કયારથી જોડાયો ?

જ—હું રાણી અંબરકુમારીને ત્યાં રહેતી હતી તે દરમીયાન.

સ—તમે રાણી અંબરકુમારીને ત્યાંજ માનસિંધને મળ્યાં હતાં ?

જ—હા.

સ—ત્યાં તે તમને કેવી રીતે મળ્યા ?

જ—માનસિંધ અંબરકુમારીના ઘરનાં માણસોને ઓળખતો હતો. તે તેમને મળવા આવતો તે દરમીયાન મારી સાથે ઓળખાણ થઇ હતી.

સ—તે કોઈ કામે ત્યાં આવતા ?

જ—હા.

સ—શું કામે?

જ—તે મને ખબર નથી.

સ—ત્યારે ત્યાં આવવામાં તેમનો મૂલ્ય હેતુ તો તમને મળવાનો અને તમારી સાથે વાતો કરવાનોજ હતો ને?

જ—તે આવતા અને મને મળતા એટલું હું જાણું છું.

સ—માનસિંઘ પોલીસ કોન્સ્ટેબલ છે?

જ—ના. તે પોલીસખાતામાં હથીયારબંધી ખાતાના મોટર ડ્રાઇવર છે.

સ—પરંતુ તેમનો હોદ્દો કોન્સ્ટેબલ જેટલો છે ને?

જ—તે હું જાણતી નથી.

સ—તમે માનસિંઘ સાથે રહ્યા તે દરમીયાન તમને તેની સાથે કદી ઝગડો થયો હતો કે?

જ—ના.

સ—તમે એમ કેમ કહ્યું હતું કે તમે રાણીસાહેબના સીતાનાથ રોડ પરનાં મકાનમાં રહેતાં હતા?

જ—તે તો માનસિંઘના ઓળખાણનામાં પહેલાં હું રાણી-સાહેબને ત્યાં રહેતી હતી.

## પદમાપ્રસાદ રાજકુમારી સાથે.

સ—જ્યારે પદમાપ્રસાદ રાજકુમારી અને બીજાઓ સાથે સીતા-નાથ રોડપરનાં મકાને આવ્યો ત્યારે તમે ત્યાં હાજર હતાં?

જ—હા.

સ—તમારા એ મકાને જવા પછી પાંચ છ દિવસે પદ્માપ્રસાદ ત્યાં આવ્યો હતો એ ખરૂં છે ?

જ--ના.

સ--જો કોઇ એમ કહેતું હોય તો તે ખોટું છે ને ?

જ--હા.

સ—અહિં જુબાની આપતાં પહેલાં તમે પોલીસ સમક્ષ કાંઇ સ્ટેટમેન્ટ કર્યું હતું ?

જ—ના.

સ—રાજકુમારીએ અદાલતમાં આવતાં પહેલાં પોલીસમાં અરજી કરી હતી તે તમે જાણો છો ?

જ--હું તે જાણુતી નથી.

સ -તમને બરાબર ખાત્રી છે ?

જ—મેં તે વિષે સાંભળ્યું હતું.

સ--રાજકુમારીએ અરજી કરી હતી તે તમે જાણુતાજ હતા એમ મારૂં કહેવું છે.

જ--રાજકુમારીએ મને વાત કરી હતી.

સ--રાજકુમારીની તપાસ કરવા પોલીસના માણસો તમારે ત્યાં આવ્યા હતા તે તમને યાદ છે કે ?

જ—પોલીસના માણસો આવ્યા હતા પરંતુ તે ઘરની બહાર ઉભા રહ્યા હતા.

સ—પોલીસે રાજકુમારીની તપાસ લીધી હતી કે ?

જ—હા.

સ—પોલીસે રાજકુમારીને પૂછેલા સવાલોના તેણે જવાબ આપ્યા હતા કે?

જ—હા.

સ—પોલીસે તમને પણ કેટલાક સવાલો પૂછ્યા હતા?

જ—હા.

સ—તમે તેના જવાબ આપ્યા હતા કે

જ—હા.

સ—તમારા જવાબો નોંધી લેવામાં આવ્યા હતા કે?

જ—ના.

સ—તમે એવા સોગન ખાવા તૈયાર છો કે પોલીસે તમારા જવાબો કાગળના કકડા ઉપર નહોતા નોંધી લીધા?

જ—મારા જવાબો મારે ત્યાં નોંધી લેવામાં નહોતા આવ્યા, બોબઝાર થણા પર એ નોંધી લેવામાં આવ્યા હતા.

સ—તે પછી ઇન્સપેક્ટર મદન બાબુ તમારે ત્યાં તપાસ કરવા આવ્યા હતા કે?

જ—એક પોલીસ ઇન્સપેક્ટર આવ્યો હતો, પરંતુ તેનુ નામ હું જાણુતી નથી.

સ— તેણે તમને કાંઇ પૂછ્યું હતું કે?

જ—મારે ત્યાં તેમણે મને કાંઇ નહોતું પૂછ્યું પરંતુ બો બજાર થાણામાં પૂછ્યું હતું.

સ—રાજકુમારીની વતી તેની અરજી પર તમે સહી કરી હતી એ ખરૂ છે?

જ—અરજી ઉપર મેં નહિં પણ શેરબહાદુરના પત્નીએ સહી કરી છે.

સ—ત્યારે તમે સહી કરી છે એમ કોઈ કહેતું હોય તો જુઠું છે ને?

જ—હા.

સ—રાજકુમારીએ અંકશાળ પોલીસ કોર્ટમાં જુબાની આપી હતી તે તમે જાણો છો?

જ—હું કોર્ટની અંદર ગઈ નહોતી.

સ—પરંતુ તમે પોલીસ ઓફીસે અને અંકશાલ પોલીસ કોર્ટમાં રાજકુમારીની સાથે તો ગયા હતા ને?

જ—હા.

સ—શેરબહાદુરના પત્નીના હસ્તાક્ષર તમે ઓળખો છો કે?

જ—હા.

સ—તમે લખી શકો છો કે?

જ—હું મારૂં નામ લખી શકું છું.

સ—તમે આ કાગળ ઉપર તમારૂં નામ લખી આપશો કે?

જવાબમાં મીનકુમારીએ એ કાગળ ઉપર પોતાનું નામ લખી આપ્યું હતું જે પુરાવામાં દાખલ કરવામાં આવ્યું હતું.

સ—રાજકુમારી આબરૂદાર છોકરી છે કે?

જ—હા.

સ—અંબરકુમારી પણ આબરૂદાર સ્ત્રી છે?

જ—હા.

## અંબરકુમારી વેશ્યાનો ધંધો કરતી ?

સ—તમારા જાણવા પ્રમાણે અંબરકુમારી વેશ્યાનો ધંધો નહોતી કરતી ?

જ—ના.

સ—એક આબરૂદાર નેપાલી છોકરી એક આબરૂદાર નેપાલીના મકાનમાં અજાણ્યા સાથે સૂઇ રહે કે ?

જ—અલબત્ત નહિંજ.

સ—તમારા સમજવા પ્રમાણે અંબરકુમારી તેમ કરવા ન દે ?

જ—ના.

સ—પરંતુ જો રાજકુમારી જેવી આબરૂદાર છોકરી કોઇ માણસ સાથે પરણાવેલી હોય તો અંબરકુમારી પોતાના મકાનમાં તેમને સાથે સુવા દે ?

જ—હા.

સ—એ વાત ખરી છે કે હિરાલાલ બનારસથી રાજકુમારી સાથે કલકત્તે આવ્યો હતો ?

જ—ના.

સ—પોલીસ સમક્ષ તમે એ પ્રમાણે સ્ટેટમેંટ કર્યું હતું કે ?

જ—ના.

સ—રાણા પ્રતાપસિંઘની માતા કોણ છે ?

જ—રાણી અંબરકુમારી.

સ—તમે તમારા સ્ટેટમેન્ટમાં એવું નહોતું જણાવ્યું કે રાણા પ્રતાપસિંઘના મા ત્રણ છોકરીઓ વેચવા માટે લાવી હતી ?

જ—ના.

સ—બહારસિંઘ કોણ છે તે તમે જાણો છો ?

જ—ના.

સ—તમે તેને કદી મળ્યા નથી ?

જ—ના.

સ—તમે બાબરસિંઘનું નામ સાંભળ્યું છે ?

જ—હા.

સ—રાજકુમારી બાબરસિંઘની શું થાય ?

જ—રાજકુમારી પાસેથી મેં સાંભળ્યું છે કે બાબરસિંઘ તેના પિતા થાય છે.

સ—તમે હિરાલાલ અગ્રવાલને પહેલાં ક્યારે જોયા ?

સ—તે પોતાના બાળકોને મળવા માટે બેડન સ્ટ્રીટ આવ્યા હતા તે દિવસે.

મીનકુમારીની જુબાની પૂરી થતાં વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## ધાવની ઉલટપાલટ તપાસ.

બુધવારે તપાસ આગળ ચાલતાં હિરાલાલ અગ્રવાલના બાળકોની ધાવ વિષ્ણુકુમારીની મી. બી. સી. ચેટરજીએ (બચાવપક્ષના વકીલ) ઉલટપાલટ તપાસ લીધી હતી.

મી. ચેટરજી—તમારા પતિ જીવે છે કે મરણ પામ્યાં છે ?

વિષ્ણુકુમારી—ગુજરી ગયા છે.

સ—તેમને ગુજરી ગયાને કેટલો વખત થયો ?

જ—૭ વર્ષ.

સ—પહેલાં તમે તેજકુમારીના બાળકોની ધાવ તરીકે રાણી અંબરકુમારીને ત્યાં હતાં ?

જ—જી, હા.

સ—તમે ધાવનું કામ લીધું તે પહેલાં તમને પોતાને ધાવણું બાળક હતું ?

જ—જી, હા.

સ—તમે કેટલા વખતથી ધાવનું કામ કરો છો ?

જ—૭ વર્ષથી.

સ—તમારા પતિના અવસાન પછી તમે ફરીથી કોઇની સાથે લગ્ન કર્યાં હતાં કે ?

જ—ના.

સ—તમારા પતિના અવસાન વખતે તમારા સૌથી નાના બાળકની વય કેટલી હતી ?

જ—એક વર્ષની.

સ—તમારો પણ એવો દાવો છે કે નેપાલના રાજકુટુંબ સાથે તમને પણ સંબંધ છે ?

જ—ના.

સ—તમે અંબરકુમારીના સગાંઓને ઓળખો છો ?

જ—જી, હા.

સ—અંબરકુમારી તમારે શું થાય ?

જ—તે મારી મામી થાય.

સ--તમે રસોઇ કરો તે અંબરકુમારી જમે કે?

જ--જી, હા.

સ--તમે તેને માટે કદી રસોઇ કરી હતી કે?

જ--હા.

સ--હમણાં તમે શું કામ કરો છો?

જ--હું હમણાં અંબરકુમારી સાથે રહું છું.

સ—અંબરકુમારી હમણાં ક્યાં રહે છે?

જ--સીમલા સ્ટ્રીટવાળા મકાનમાં?

સ—તે પહેલાં તે ક્યાં રહેતાં હતાં?

જ—બંડઘાટ પર.

સ--તે પહેલાં?

જ--બેતીયાહમાં.

સ--ત્યાં તે કેટલો વખત રહ્યાં હતાં?

જ--લગભગ ચાર મહીના.

સ—તેઓ બેતીયાહ શા માટે ગયાં હતાં?

જ—તેમના ભત્રીજાએ તેમને બોલાવ્યા હતા.

સ—બંડઘાટ એ નેપાલી સ્ત્રીઓ માટે યાત્રાનું ધામ છે?

જ--હું જાણુતી નથી,

સ—પરંતુ ત્યાં ઘણી નેપાલી સ્ત્રીઓ રહે છે?

જ—હા. મેં પણ ઘણી નેપાલી સ્ત્રીઓને બંડઘાટ પર રહેતી જોઇ છે.

સ—રાણી અંબરકુમારીને એ સ્ત્રીઓ સાથે ગાઢ પરિચય છે કે?

જ—તે હું જાણુતી નથી.

સ—કલકત્તા અને પરાંઓમાં રહેલી નેપાલી સ્ત્રીઓમાં અંબરકુમારીની ભારે લાગવગ છે એ વાત ખરી છે?

જ—મને તે કાંઇ ખબર નથી.

## પદ્દમાપ્રસાદ સાથે મૈત્રી.

સ—તમે કહેલું હતું કે તમે પદ્દમાપ્રસાદને જોયો હતો?

જ—હા.

સ—તમે તેને કયાંથી જોઇ શકયા?

જ—પદ્દમાપ્રસાદે મને બોલાવી હતી.

સ—તમારે પદ્દમાપ્રસાદ સાથે મૈત્રીનો સંબંધ છે?

જ—હા. મારે તેની સાથે સારો સંબંધ છે.

સ—પદ્દમાપ્રસાદે તમને ધાવ તરીકે રાખ્યાં હતાં?

જ—ના.

સ—તમે પદ્દમાપ્રસાદની નોકરીમાં હતાં?

જ—ના, પરંતુ બેડન સ્ટ્રીટવાળા મકાનમાં પદ્દમાપ્રસાદ મહેમાન તરીકે આવ્યા હતા અને તેની સરભરામાં કોઇ નહોતું તેથી હું ગઇ હતી.

સ—તમે ભાત બનાવો ને પદ્દમાપ્રસાદ ખાઇ શકે?

જ—ના, પરંતુ હું રોટલી બનાવું તે ખાઇ શકે.

સ—તમને મામી તરીકે ઓળખવામાં આવતા?

જ—હા.

સ—તમે રાજકુમારીના પિતાને કદી મળ્યા છો?

જ—ના.

સ—તમે કદિ બનારસ ગયા હતા ?

જ—હા.

સ—છેલ્લા ક્યારે તમે બનારસ ગયા હતા ?

જ—ત્રણેક વર્ષ પહેલાં.

સ—જ્યારે રાજકુમારી કલકત્તે આવી ત્યારે તેની સાથે બનારસથી કોઇ દાસી આવી હતી કે ?

જ—હા.

સ—તમે તે દાસીનું નામ જાણો છો કે ?

જ—ના.

સ—તમે તેની સાથે વાતચીત તો કરી હશે ?

જ—ના.

સ—તે યુવાન હતી કે વૃદ્ધ ?

જ—મધ્યમ વયની.

## રાજકુમારી રખાત તરીકે

સ—હિરાલાલે પદમાપ્રસાદને શા માટે પૈસા આપ્યા તે તમે કહી શકશો !

જ—તેણે રાજકુમારી માટે પૈસા આપ્યા હતા.

સ—શા હેતુથી ?

જ—તે હું જાણતી નથી.

જ—શું કામ માટે ? (સાક્ષીએ તેનો જવાબ ન આપ્યો)

સ—હિરાલાલને રાજકુમારીનું શું કામ હતું ?

જ—તે તેને રાખવા માગતો હતો.

સ—શું તરીકે ?

જ—રખાત તરીકે.

સ—એટલે તમે એમ કહો છો કે રાજકુમારીને રખાત તરીકે રાખવા માટે હિરાલાલે પદમાપ્રસાદને પૈસા આપ્યા ?

જ--હા.

સ--પૈસા આપ્યા પહેલાં પણ હિરાલાલ રાજકુમારી સાથે સુતો હતો ?

જ—હા.

સ—સીતાનાથ રોડવાળું મકાન ત્રણ માળનું છે ને ?

જ—હા.

સ--તે મકાનના ભોંયતળીયે કેટલા ઓરડા છે ?

જ—ત્રણ ઓરડાઓ.

સ—તેમાંના એકમાં નોકરો રહે છે કે ?

જ—હા.

સ--પહેલે માળે કેટલા ઓરડા છે ?

જ--ત્યાં પણ ત્રણ ઓરડાઓ છે.

સ—તેમાંનો એક ભોજનગૃહ છે ?

જ--હા.

સ--બીજામાં અંબરકુમારી રહે છે ?

જ—હા.

સ--અને ત્રીજામાં કૃષ્ણાકુમારી રહે છે ?

જ--હા.

સ--કૃષ્ણાકુમારી અંબરકુમારીની શોક્ય થાય ને ?

જ—હા.

સ—શોક્યો લઢ્યા વઢ્યા વિના એક ઓરડામાં સાથે ન રહી શકે ને ? (હસાહસ)

જ—હું જાણુતી નથી.

સ—બીજા માળ પર કેટલા ઓરડા છે ?

જ—બે.

સ—તેમાંનો એક અંબરકુમારી વાપરે છે ?

જ—હા.

સ—બીજામાં પદમાપ્રસાદ અને તેનું કુટુંબ રહે છે ?

જ—હા.

સ—પદમાપ્રસાદનો જમાઇ અને તેના છોકરાની વહુ કયાં રહે છે ?

જ—મકાનના છાપરા પર એક નાની ઓરડીમાં.

સ—શું બધા કસરતબાજો છે ? ( હસાહસ )

જ--હું જાણુતી નથી. ..

સ--છાપરા પરની ઓરડીઓ પાકી બાંધેલી છે ?

જ—હા.

સ—તમે કયાં સુઓ છો ?

જ--રાણીસાહેબના ઓરડામાં.

સ--બનારસથી આવેલી દાસી કયાં સૂઇ રહેતી ?

જ—છાપરા પર.

સ—ખુલ્લામાં ? (હસાહસ)

જ—હા.

સ—તમે એમ કહેવા માગો છો કે પદ્મામ્રસાદ એ મકાનમાં રહેતા હતા તે દરમીયાન કદી વરસાદ આવ્યો નહોતો ?

જ—નહિંજ. (હસાહસ)

સ—પદ્મામ્રસાદ એ મકાનમાં આવ્યા હતા એ વાતજ બનાવટી છે એમ કહેવા તમે તૈયાર છો ?

જ—ના, એ વાત ખરીજ છે.

સ—રાજકુમારીનું વેચાણ થઇ ગયા પછી તેણે તમને કાંઇ કહ્યું હતું ?

જ—ના.

સ—તમે કોના કહેવાથી આ મુકદ્દમામાં જુબાની આપવા આવ્યા છો ?

જ—ગુરખા લીગના કહેવાથી.

સ—ગુરખા લીગના કયા માણસોએ તમને જુબાની આપવા આવવાની સૂચના કરી હતી ?

જ—માનસિંઘ અને બીજા કેટલાક ગૃહસ્થો કે જેમના નામ હું જાણતી નથી.

## " છોકરી વેચવી એ ગુન્હો છે. "

સ—જો આ પ્રમાણે તમારી છોકરી વેચાઇ હોય તો તમે પોલીસને ખબર આપો કે ?

જ—અલબત્ત.

સ—તમે માનો છો કે આવું વેચાણુ કરવું એ ગુન્હો છે ?

જ—અલબત્ત.

મી૦ મુકરજીએ સાક્ષીની લીધેલી વધુ ઉલટપાલટ તપાસમાં તેણે કબુલ કર્યું કે તે બનારસ ગઇ હતી ત્યારે પદમાપ્રસાદને ત્યાંજ રહેતી હતી.

## મીનકુમારીની વધુ ઉલટપાલટ તપાસ.

તે પછી મી. બી. સી. ચેટરજીએ મીનકુમારીની વધુ ઉલટપાલટ તપાસ લીધી હતી.

મી. ચેટરજી—હમણાં રાજકુમારી કયાં છે ?

મીનકુમારી—હમણાં તે કયાં છે તે હું જાણુતી નથી, પરતું મને એમ કહેવામાં આવ્યું છે કે તે એક નેપાલી મકાનમાં રહે છે.

સ—તમે રોજ સાથે એકજ મોટરમાં ફરવા જાઓ છો અને છતાં જાણુતા નથી કે તે કયાં રહે છે ?

જ—કયું મકાન તેની મને ચોક્કસ ખબર નથી.

સ—પદમાપ્રસાદના જવા પછી તમે અંબરકુમારીને કયારે મળ્યા ?

જ—અદાલતમાંજ.

સ—તે કયાં રહે છે તે તમે જાણો છો ?

જ—હું તે જાણુતી નથી, પરંતુ તેમણે મને કહ્યું હતું કે તે હાવરામાં રહે છે.

સ—રાજકુમારી તમારે ત્યાં કયાંથી આવી ?

જ—પાર્ક સરકસવાળા મકાનેથી તે મારે ત્યાં આવી હતી.

સ—તેને તમારે ત્યાં કોણ લઇ આવ્યું હતું ?

જ--અમરબહાદુરમલ્લ, શેરબહાદુર, તેની પત્ની અને બીજાઓ તેને લઇ આવ્યા હતા.

સ--તમે પોતે પાર્ક સરકસવાળા મકાને કદી ગયા હતા કે?

જ--હા.

સ--તમારે શેરબહાદુરની પત્ની સાથે સારો સંબંધ છે?

જ--હા, તે મારી ભોજાઇ થાય.

સ--શેરબહાદુર તમારો ભાઇ થાય?

જ--હું તેને ભાઇ કહું છું.

સ--તમે અને માનસીંધ રહો છો એવીજ રીતે શેરબહાદુર અને તેની પત્ની રહે છે?

જ--હા.

સ--રાજકુમારી તમારે ત્યાં કેટલો વખત રહી?

જ--સાડા ત્રણ મહીના.

સ--તમારે ત્યાંથી તેને કોણ લઇ ગયું?

જ--મારા પતિ તે જાણે છે. મને તો એટલી ખબર છે કે તેને એક નેપાલી સરદારને ત્યાં લઇ જવામાં આવી હતી. તેને લઇ જવામાં આવી ત્યારે તે માંદી હતી.

સ--તમારા પતિનો નોકરીનો વખત શું છે?

જ--તેમને જ્યારે બોલાવવામાં આવે છે ત્યારે તે લાલબજાર ચોકી પર જાય છે.

સ--રાજકુમારીનું ખર્ચ કોણ આપે છે?

જ--ગુરખા લીગ.

સ—રાજકુમારી તમારે ત્યાં હતી તે દરમીયાન અમરબહાદુરમલ્લ તમારે ત્યાં આવતો હતો ?

જ—હા. તે મારા પતિની હાજરીમાંજ આવતો હતો.

સ—તેને રાજકુમારી સાથે વાતચીત કરવા દેવામાં આવતી હતી ?

જ—ના, રાજકુમારીને પડદામાં રાખવામાં આવી હતી.

સ—તમે પણ પડદામાં રહો છો ?

જ—હા.

સ—તમે અમરબહાદુરમલ્લ સાથે વાતચીત કરો છો ?

જ—હા, કામ પુરતીજ.

સ—અમરબહાદુર તમારા પતિની ગેરહાજરીમાં પણ તમારે ત્યાં આવતો ને ?

જ—મારા પતિ ઘરે છે કે નહિં તેટલું પૂછવાજ તે કોઇ વખત આવતો.

## પદમાપ્રસાદનો છોકરીઓ વેચવાનો ધંધો.

સ—રાજકુમારીની સાથે બીજી પણ ઘણી છોકરીઓ પદમાપ્રસાદ વેચવા માટે લાવ્યો હતો એમ કોઇ કહે તો તે ખરૂં છે ?

જ—હા.

## રાજકુમારીપર અત્યાચાર.

સ—પદમાપ્રસાદ સીતાનાથ રોડવાળા મકાનેથી ગયો તે પછી હિરાલાલ રાજકુમારી સાથે સુતો હતો ?

જ—હા.

સ--રાજકુમારીને હિરાલાલના ઓરડામાં મોકલવા સંબંધી કોઇ રાત્રે ઘરમાં કાંઇ ગડબડ થઈ હતી ?

જ--હા. લગભગ દરરોજ રાત્રે ચંદ્રકુમારી રાજકુમારીને હિરાલાલના ઓરડામાં મોકલવા ધમકાવતી અને પદમાપ્રસાદ પણ તેને સમજાવતો.

સ—તમે એ બધું નજરે જોયું હતું ?

જ--હા. ચોકમાંથી મેં એ બધું જોયું હતું.

સ--રાજકુમારી ચીસો પાડતી હતી કે ?

જ—હા.

સ—પદમાપ્રસાદ ગયો ત્યાં સુધી દરરોજ એ પ્રમાણે ચાલ્યા કરતું ?

જ--હા.

સ--પદમાપ્રસાદના જવા પહેલાં હિરાલાલ સીતાનાથ રોડ પરના મકાને આવ્યા હતા ?

જ—હા.

સ--તેઓ દિવસના ત્યાં રહેતા હતા ?

જ—ના.

સ—રાજકુમારીને ધમકાવવા અને સમજાવવા વિષેની વાત તમે આજ પહેલાં કોઇને કહી હતી કે ?

જ—હા. મારા સગાઓને મેં આ વાત કરી છે.

સ—અદાલતમાં આવતાં પહેલાં તમે પોલીસ સમક્ષ કાંઇ સ્ટેટમેંટ કર્યું હતું કે ?

જ—ના.

સ—તમારા પતિને તમે આ વાત કરી હતી કે ?

જ—હા.

બાદ વધુ તપાસ તા. ૬ઠી જુન ઉપર મુલતવી રહી હતી.

## અંબરકુમારીની ઉલટપાલટ તપાસ.

સોમવારે તપાસ આગળ ચાલતાં મી. બી. સી ચેટરજીએ રાણી અંબરકુમારીની ઉલટપાલટ તપાસ લીધી હતી.

મી. ચેટરજી—સીતાનાથ રોડ પરનું મકાન તમને યાદ છે ?

અંબરકુમારી—જી, હા.

સ—એ મકાન મોટા રસ્તા પર છે ખરૂં ને ?

જ—હા.

સ—એ સેન્ટ્રલ એવેન્યુથી ઘણુંજ નજીક છે ?

જ—હા.

સ—તમે નેપાળ ક્યારે છોડયું ?

જ—લગભગ ચાલીસ વર્ષ પહેલાં.

સ—દરમીયાન તમે વારંવાર નેપાલ જતાં હતાં ?

જ—હું માત્ર બે વખત નેપાલ ગઈ હતી.

સ—તમે નેપાલ છોડયું ત્યારે તમારા પતિની સાથે હતાં ?

જ—હા.

સ—નેપાલથી આવ્યા પછી તમે ક્યાં રહેતાં હતાં ?

જ—બનારસમાં.

સ—તમારા બાળકો પણ સાથે હતાં ?

જ.—હા.

સ—તે વખતે તમને કેટલા બાળકો હતાં ?

જ—બે પુત્રો અને બે પુત્રીઓ.

સ—તે બધા જીવે છે કે ?

જ—ના. તે બધા ગુજરી ગયા છે.

સ—નેપાલથી તમારી સાથે આવેલા બાળકો તમારા પોતાના હતાં ?

જ—ના. તે મારી શોકયના હતા.

સ—તમે નેપાલ છોડયું ત્યારે તમારી ઉમ્મર કેટલી હતી ?

જ—અઢાર વર્ષની.

સ—તમે બનારસમાં આવીને સ્થીર થઈને રહ્યાં ?

જ—બનારસમાં હું નવ વર્ષ રહી.

### ૯ સ્ત્રીઓ અને ૪૦ બાળકો.

સ—તમારા પતિનું નામ ડાંબરજંગ છે ?

જ—હા.

સ—તમારા સસરાનું નામ શું ?

જ—મહારાજા જંગબહાદુર.

સ—તેમને કેટલા બાળકો હતા ?

જ—૧૮ પુત્રો અને ૨૨ પુત્રીઓ (હસાહસ)

સ—એ તો એમના કાયદેસર બાળકો, પરંતુ તેમના ગેરકાયદેસર બાળકોનું શું ?

જ—હું જાણુતી નથી.

સ—તમારા પતિને કેટલી પત્નીઓ હતી ?

જ—નવ (હસાહસ).

સ—તે પોતાની બધી સ્ત્રીઓ સાથે બનારસમાં રહેતા હતા ?

જ—હા. (હસાહસ).

સ—તમને પહેલું બાળક ક્યારે થયું ?

જ—લગભગ ૩૦ વર્ષ પહેલાં.

સ—તમે અમરજંગને ઓળખો છો ?

જ—હા.

સ—તમે અમરજંગના બાળકોના નામ જાણો છો ?

જ—હું માત્ર અમરજંગની પૌત્રી રાજકુમારીને ઓળખું છું.

સ—તમારી પુત્રીને હિરાલાલ સાથે ક્યારે પરણાવી ?

જ—દશેક વર્ષ પહેલાં.

સ—તમારી પહેલી પુત્રીને પદમાપ્રસાદ સાથે પરણાવ્યા પછી બીજી પુત્રીને હિરાલાલ સાથે પરણાવી ને ?

જ—હા.

સ—લગ્ન હિંદુ વિધિ પ્રમાણે કરવામાં આવ્યાં હતાં ?

જ—હા.

સ—લગ્ન થયાં પહેલાં હિરાલાલ તમારી પુત્રીને મળ્યા હતા ?

જ—તેણે મારી પુત્રીની છબી જોઈ હતી.

સ—હિરાલાલ જાતે બનારસ રાજકુમારીને જોવા ગયા હતા તે તમે જાણો છો કે ?

જ—હું તે જાણતી નથી.

સ—રાજકુમારી અને તમારી વચ્ચે હિરાલાલ વિષે સીતાનાથ રોડ

પરના મકાનમાં વાત થઇ હતી તે ખરૂં છે કે ?

જ—ના.

સ—તમારા જાણવા પ્રમાણે રાજકુમારી આબરૂદાર કુટુંબની છે ?

જ—હા.

સ—રાજકુમારી જેવી છોકરીને તમે પરણ્યા પહેલાં અજાણ્યા માણસ સાથે સુવા દો કે ?

જ—બીલકુલ નહિં.

સ—એક હિંદુ સ્ત્રી તરીકે તમે જીંદગી કરતાં પણ પવિત્રતાને વધુ કિંમતી ગણો છો ?

જ—જરૂર.

સ—તમે બેતીયાહ ગયા હતા તે તમને યાદ છે ?

જ—હા.

સ—તમે બેતીયાહ ગયા અને ત્યાં તમે તમારી ભત્રીજીની વતી જીવાઇ માટે અરજી કરી હતી એ વાત ખરી છે કે ?

જ—હા.

સ—એ અરજી તમારી પુત્રીના મરણ પહેલાં એક વર્ષ અગાઉ કરવામાં આવી હતી ને ?

જ—હા.

સ—તમારો ભત્રીજો મેઘજંગ તમારી એ અરજીની સામે થયો હતો કે ?

જ—અરજી કર્યા પછી મારી પુત્રીની તબીયત વધારે ખરાબ થવાથી હું કલકત્તે આવી હતી.

સ—તો પછી અરજીનું શું થયું ?

જ—હું જાણતી નથી.

સ—એટલે કે જીવાઇ માટે તમે પછી કાંઇ પગલાં લીધાં નહિં ?

જ—ના.

અંબરકુમારીની ઉલટપાલટ તપાસ અધુરી હતી તેટલામાં વધુ તપાસ બુધવાર પર મુલતવી રહી હતી.

## અંબરકુમારીની વધુ ઉલટપાલટ તપાસ.

બુધવારે તપાસ આગળ ચાલતાં મી. બી. સી. ચેટરજીએ અંબરકુમારીની ઉલટપાલટ તપાસ આગળ ચલાવી હતી.

મી. ચેટરજીએ—તમારી કાકીના મરણ પછી તમે બેતીયાહ ગયાં હતાં ?

અંબરકુમારી—જી, હા.

સ—બેતીયાહમાં તમે કયાં રહેતાં હતાં ?

જ—કાલીબાગમાં મહારાજાના મહેલમાં.

સ—તમારી કાકીના પેનશન માટે કોઇએ દાવો કર્યો હતો ?

જ—મારા ભત્રીજા મેધજંગે પેનશન માટે દાવો કર્યો હતો.

સ—તેણે શા આધારે એવો દાવો કર્યો હતો ?

જ—તેનો દાવો એવો હતો કે તે મારા કાકાના પૌત્રોમાંનો એક હતો તેથી તેને પણ પેનશન મળવું જોઇએ.

સ—બેતીયાહની કોર્ટ ઓફ વોર્ડઝના મેનેજર સમક્ષ તા. ૫ મી ડીસેમ્બરે અરજીમાં તમે એવું જણાવ્યું હતું કે જેમ બાબરજંગે પોતાની

પુત્રી હિરાલાલને પરણાવી છે તેવીજ રીતે તમે પણ તમારી પુત્રી હિરાલાલને પરણાવી છે ?

જ—ના.

સ—તમે સોગંદ ખાઇને કહો છો કે તમે અરજીમાં બાબરજંગ કે રાજકુમારીનું નામ જણાવ્યું નથી.

જ—નહિં, મેં નથીજ જણાવ્યું.

સ—તમે કલકત્તે હતા તે દરમીયાન તમે ગંગામાં નહાવા ગયાં હતાં ?

જ—તહેવારોના દિવસે હું ગંગામાં નહાવા જતી.

## પુત્ર વિષે માતાનું અજાણપણું.

સ—રાજકુમારી સીતાનાથ રોડ પરના મકાનમાં રહેતી હતી ત્યારે તમારો પુત્ર પ્રતાપજંગ કયાં હતો તે કહી શકશો ?

જ—તે કયાં હતો તે હું જાણુતી નથી. હું એટલું જાણુતી હતી કે તે કલકત્તામાં નહોતો.

સ—હું કહું છું કે તમારો પુત્ર કલકત્તામાં હતો તે વાત તમે ઇરાદાપૂર્વક છુપાવો છો.

જ—તે કલકત્તામાં નહોતો એટલું હું કહી શકું છું.

સ—તમે તમારા પુત્ર વિષે કશી માહીતિ રાખતા નથી ?

જ—તે મોટી ઉમ્મરનો જુવાન છે. તેની હિલચાલ હું કેમ જાણી શકું ?

સ—તે તમારો એકનો એક પુત્ર છે ?

જ—હા. પણ તેથી શું ?

સ--એ તો આશ્ચર્યની વાત કહેવાય કે એક માતા પોતાના એકના એક પુત્રની પણ ખબર ન રાખે ?

જ—તે કદી મારી શીખામણ માનતો નહિં અને તે મને છોડી ગયો છે.

## એનું કર્યું એ ભોગવશે.

સ--પદમાપ્રસાદનો બનારસમાં મોટો ધંધો ચાલે છે ?

જ--હું જાણતી નથી.

સ—તમારી પુત્રીનાં લગ્ન પહેલાં તમે તપાસ નહોતી કરી ?

જ—લગ્ન બહુ ઉતાવળમાં નક્કી થયાં હતાં.

સ—ત્યારે તમે એમ કહેવા માગો છો કે પદમાપ્રસાદ બહુ ગરીબ છે ?

જ—તે બહું પૈસાદાર નથી તેમજ બહુ ગરીબ પણ નથી.

સ—તે બનારસમાં પ્રકાશકનો ધંધો કરે છે તે તમે જાણો ના કે ?

જ—હું તે કાંઇ જાણતી નથી.

સ--પદમાપ્રસાદને સત્યેશ્વરી નામની એક સ્ત્રી છે તે તમે જાણો છો કે ?

જ—હા.

સ—તમે તેના હાથનો રાંધેલો ભાત જમો છો કે ?

જ--ના.

સ—પદમાપ્રસાદને કેટલી સ્ત્રીઓ છે ?

જ—ત્રણ.

સ—તમે તેમના નામો જાણો છો કે ?.

જ—ના.

સ—તમે આ મુકદમામાં તમારા જમાઇ પદમાપ્રસાદની વિરૂદ્ધ જુબાની આપવા આવ્યાં છો ?

જ—હું આ મુકદમાને અંગે રાજકુમારી વિષે જે કાંઇ જાણું છું તે કહેવા આવી છું.

સ—રાજકુમારીને હિરાલાલને વેચીને પદમાપ્રસાદે ભયંકર ગુન્હો કર્યો છે એમ તમે માનો છો ?

જ—હા.

સ—તે તમારો જમાઇ છે એટલા ખાતર તમે તેને બચાવવા તેનો ગુન્હો ઢાંકશો નહિં ?

જ—ના.

સ—તમે એને એના ભયંકર ગુન્હાની સજા થાય એમ ઇચ્છો છો ?

જ—જો તે ગુન્હેગાર ઠરે તો તો તેને સજા થશે.

સ—તમે આવા વિચારના કયારથી થયા ?

જ—મને ગુન્હાની ખબર પડી ત્યારથી.

## હિરાલાલનો ભય.

સ—તમને ગુન્હાની ખબર કયારે પડી ?

જ—બે ત્રણ મહીના પહેલાં મારા દેશના કેટલાક માણસો મારી પાસે આવ્યા અને તેમણે મને રાજકુમારીના વેચાણની વાત કરી.

સ—પ્રદમાપ્રસાદે રાજકુમારી હિરાલાલને વેચી ત્યારે તમે એમ માનતાં હતાં કે તેણે ગુન્હો કર્યો છે ?

જ—હા. ત્યારે પણ હું માનતી હતી કે તે ગુન્હો હતો. મેં હિરાલાલને, કહ્યું પણ હતું, પરંતુ તે મારા પર ગુસ્સે થયો હતો.

સ—પદમાપ્રસાદે રાજકુમારી હિરાલાલને વેચી ત્યારે કલકત્તામાં તમારા દેશના માણસો રહેતા હતા તે તો તમે જાણતાં હતાં ને?

જ—હા.

સ—તમે તેમને જણાવી શકયાં હોત?

જ—હું મરજી પડે ત્યાં જવાને સ્વતંત્ર નહોતી તેથી હું તેમને જણાવી શકી નહિં.

સ—પણ તમને તક મળી હોત તો તમે તેમને ખબર પહોંચાડી હોત ને?

જ—હા, પરંતુ હિરાલાલના ભયને લીધે હું તેમ કરી શકી નહિં.

સ—પણ તમે બેતીયાહ ગયા ત્યારે ત્યાં તમારા દેશના માણસોને એ વાત કહેવાનું તમને ન સૂઝયું?

જ—હું બહુ દીલગીર હતી એટલે મેં કોઇને વાત કરી નહિં.

સ—તમારી પુત્રીના મરણને લીધે તમે દીલગીર ન હોત તો તમે તમારા દેશના માણસોને એ વાત જણાવી હોત?

જ—હા.

## નિરાધારતા.

સ—તમે બેતીયાહ જવા ઉપડયા તે પહેલાં તમે અમરબહાદુર મલ્લને મળ્યા હતા કે?

જ—હા.

સ—તમે એની મારફત સંદેશો ન કહેવરાવ્યો?

જ—ના.

સ—તમે ઘણો વખત સુધી તમારી પુત્રી સાથે રહ્યાં હતાં ?

જ—હા.

સ—જો તે હિરાલાલની રખાત તરીકે રહેતી હોત તો તમે તેની સાથે રહેવાનું પસંદ ન કરત ને ?

જ—જરૂર નહિં.

સ—રાજકુમારી તમારી પૌત્રી થાય એમ તમે કહો છો ને ?

જ—હા.

સ—તમારાથી બની શકે તેટલું તેનું રક્ષણ કરવાની તમે તમારી ફરજ માનો છો ?

જ—એ વખતે મારી પુત્રી મરણ પામી હતી અને રાજકુમારી હિરાલાલના કબજામાં હતી.

સ—તમે રાજકુમારીનું રક્ષણ કરવા અને તેની પવિત્રતા કોઇ પણ રીતે ન લુંટાય એમ કરવા તો ઇચ્છતાં હતાં ને ?

જ—હું તદ્દન નિરાધાર હતી

સ—જો તમે તદ્દન લાચાર ન હોત તો તમે પોલીસને ખબર આપી હોત ને ?

જ—હા.

સ—રાજકુમારી આવી ત્યારે હિરાલાલ ઘરમાં હતા ?

જ—ના, મેં તપાસ કરી અને મને ખબર પડી કે તે બાબરજંગની પુત્રી છે.

સ—રાજકુમારીને શા હેતુ માટે લાવવામાં આવી છે એ તમને ક્યારે ખબર પડી ?

જ—ત્રણ ચાર દિવસ પછી.

સ--રાજકુમારીના પિતા કયાં રહેતા હતા તે તમે જાણતા હતા ?

જ—ના.

સ—રાજકુમારીને લાવવામાં આવી ત્યારે તેના પિતાને પત્રથી ખબર આપવાનો તમને વિચાર સૂઝયો હતો કે ?

જ—ના.

### પદમાપ્રસાદ સામે ફરીઆદ.

સ--તમે પદમાપ્રસાદ સામે આ અદાલતમાં અરજી કરી હતી તે યાદ છે કે ?

જ—હા, હિરાલાલના બાળકો રજુ કરવા માટે મેં અરજી કરી હતી.

સ--તેમાં તમે પદમાપ્રસાદ સામે ફરિયાદ કરી હતી કે ?

જ--હા. હું બાળકો પાછા મેળવવા ઇચ્છતી હતી.

સ--તમે એ બાળકોના વાલી થવા આતુર હતાં ?

જ—હા.

સ--તમે અમરબહાદુરમલ્લને રાજકુમારી સાથે વાતો કરતો જોયો છે ?

જ—મારી હાજરીમાં તે કોઇ વખત રાજકુમારી સાથે વાતો કરતો.

સ--રાજકુમારી અમરબહાદુરમલ્લમાં વિશ્વાસ રાખે તે અસાધારણ નથી ?

જ—સામાન્ય રીતે રાજકુમારીને તેનામાં વિશ્વાસ હતો.

સ—હું એમ કહેવા માંગું છું કે અમરબહાદુરમલ્લને રાજકુમારી સાથે પ્રેમ કરવામાં તમે ઉત્તેજન આપતાં હતાં?

જ—નહિં.

સ—તે તમારી સુચનાથી રાજકુમારીને હિરાલાલને ત્યાંથી ઉઠાવી લાવ્યો હતો?

જ—ત્યારે હું કલકત્તામાં હનીજ નહિં.

સ—તમે હમણાં કેવી રીતે નિર્વાહ ચલાવો છો?

જ—મારી પાસે થોડા નાણાં છે તેમાંથી હું નીભાવું છું.

સ—તમને નેપાલ રાજ્ય તરફથી પેનશન મળે છે?

જ—ના.

સ—તમારો પુત્ર તમને કાંઇ આપે છે?

જ—ના.

સ—આ મુકદ્દમા સંબંધી તમે પોલીસ સમક્ષ કાંઇ જુબાની આપી હતી?

જ—ના.

સ—પદમાપ્રસાદે રાજકુમારીના વેચાણના નાણાં હિરાલાલ પાસે માગ્યા ત્યારે તમે કયાં હતાં?

જ—હું મકાનને પહેલે માળે હતી. મેં કંઇક ગડબડ થતી સાંભળી અને હું નીચે આવી. પદમાપ્રસાદ હિરાલાલ અને અમરબહાદુરમલ્લ ત્યાં હતા. પદમાપ્રસાદ વચાણના નાણાંની વાટાઘાટ કરતો હતો.

મી. એ. સી. શુકલજીએ રાણી અંબરકુમારીની લીધેલી ઉલટપાલટ તપાસમાં તેણે જણાવ્યું કે તેની પુત્રીના મરણ પછી અને રાજકુમારીના

આવવા પછી ઘરમાં તેનો કશો દરજ્જો રહ્યો નહોતો. હિરાલાલ ગામની બીજી કોઇ સ્ત્રી ઘરમાં લઇ આવ્યો હોત તો પણ તે તેની સામે વાંધો ઉઠાવી શકી ન હોત.

આ પ્રમાણે રાણી અંબરકુમારીની ઉલટપાલટ તપાસ પુરી થયા બાદ વધુ તપાસ બુધવાર તા. ૧૫મી જુન ઉપર મુલતવી રહી હતી.

## રાજકુમારીની ઉલટપાલટ તપાસ.

બુધવાર તા૦ ૧૫ મીએ મુકદ્દમાની તપાસ આગળ ચાલતાં મી. બી. સી. ચેટરજીએ રાજકુમારી માવાદેવીની ઉલટપાલટ તપાસ શરૂ કરી હતી.

મી. ચેટરજી—તમારો જન્મ કયાં થયો હતો ?

રાજકુમારી -બનારસમાં.

સ—બનારસમાં તમે કયાં સુધી રહ્યાં ?

જ—અમરજંગના અવસાન સુધી.

સ—અમરજંગ કયારે મરણ પામ્યા ?

જ—તારીખ યાદ નથી પરંતુ ૭ સાત વર્ષ પહેલાં તેઓ મરણ પામ્યા છે.

સ—તમને શેઠીરાણીએ ઉછેર્યાં એ ખરૂં છે કે ?

જ—ના. મને મારી દાદીએ મોટી કરી હતી.

સ—તમારી દાદીનું નામ શું ?

જ—હું જાણુતી નથી.

## જીંદગી કરતાં પવિત્રતા વધારે કીંમતી.

સ—તમે પોતાને હિંદુ સ્ત્રી ગણો છો ?

જ--હા.

સ--તમે પવિત્રતાને જીંદગી જેટલી કિંમતી ગણો છો?

જ--હા.

સ--તમારી જીંદગી કરતાં પણ વધારે કિંમતી?

જ--હા.

સ--કોઈ માણસ તમારી પવિત્રતા પર હુમલો કરે તો તેના બચાવ માટે જીંદગી જોખમમાં નાખો કે?

જ--હા.

સ--અંબરકુમારીએ જણાવ્યું છે કે શમશેરજંગ તમારા કાકા થાય, તે વાત તમે કબુલ કરો છો?

જ--હા, મેં તેમનું નામ સાંભળ્યું છે પણ તેમને જોયાં નથી.

સ--તમારી માતા ગુજરી ગઇ છે?

જ--હા.

સ--તે ક્યારે મરી ગઇ?

જ--હું તદ્દન બાળક હતી ત્યારે.

સ--તમારી માતાનું નામ શું?

જ--હું જાણતી નથી.

સ--તમારા પિતાનું નામ શું?

જ--બાબરજંગ.

સ--તમે તમારી માતાનું નામ સાંભળ્યું પણ નથી?

જ--ના, હું તદ્દન બાળક હતી ત્યારે તે મરણ પામી.

સ--તમે બનારસ છોડ્યું તે પહેલાં કયા લત્તામાં રહેતાં હતાં?

જ—મને તે લત્તાનું નામ આવડતું નથી.

સ—તમે પોલીસ કમીશનર સમક્ષ અરજી કરી હતી તે તમને યાદ છે કે ?

જ—હા.

સ—અરજી ઉપર તમારી વતી કોણે સહી કરી હતી ?

જ—અરજી શેરબહાદુરે તૈયાર કરી હતી અને તેમના પત્ની મીશીશાણીએ તેના પર સહી કરી હતી.

સ—હાઇ કોર્ટમાં તો તમે એમ જણાવ્યું હતું કે તમે પોતે સહી કરી હતી ?

જ—મેં એમ કહ્યું હતું કે મેં અરજી પર અંગુઠાની નિશાની કરી હતી અને મારી વતી શેરબહાદુરના પત્નીએ સહી કરી હતી.

સ—તમે બંકશાલ પોલીસ કોર્ટમાં જુબાની આપી હતી તે તમને યાદ છે કે ?

જ—હા.

સ—તમે ત્યાં વડા મેજીસ્ટ્રેટ સમક્ષ એમ નહોતું કહ્યું કે અરજી પર તમારી વતી મીનકુમારીએ સહી કરી હતી ?

જ—ના.

સ—તમે એમ નહોતું કહ્યું કે માનસિંઘની પત્નીએ અરજી પર સહી કરી હતી ?

જ—ના.

સ—બંકશાલ પોલીસ કોર્ટમાં જુબાની ખરી છે એવી સહી તમે કરી હતી ?

જ– જુબાની મને હિંદીમાં સમજાવવામાં આવી હતી અને મેં કહ્યું હતું કે તે ખરી છે.

સ—તમારી અરજીમાં તમારી ઉમ્મર ૧૬ વર્ષની જણાવી હતી?

જ—મારી ઉમ્મર ૧૬ વર્ષની નથી. મેં તેમને ૧૪ વર્ષ લખવા કહ્યું હતું. જો તેઓએ ૧૬ વર્ષ લખ્યા હોય તો તે ભૂલ છે.

સ—તમે અરજી ઘડવાનું કયારે કહ્યું?

જ—મેં શેરબહાદુરને મારી વતી અરજી ઘડવા કહ્યું હતું. એ અરજી લખી કોણે તે હું જાણતી નથી.

સ—હાઇ કોર્ટમાં તમારી ઉમ્મર પૂછવામાં આવી હતી કે?

જ—હા.

સ—અને તમે કહ્યું હતું કે તમારી ઉમ્મર સોળ વર્ષની છે?

જ—મેં એમ કહ્યું હતું કે મારી ઉમ્મર ચૌદ પંદર વર્ષની છે.

રાજકુમારીની ઉલટપાલટ તપાસ બાકી હતી અને મુકદમો મંગળવાર તા. ૨૧મી પર મુલતવી રહ્યો હતો.

## રાજકુમારીની વધુ ઉલટપાલટ તપાસ.

મંગળવાર તા૦ ૨૧ મીએ તપાસ આગળ ચાલતાં મી. બી. સી. ચેટરજીએ રાજકુમારીની વધુ ઉલટપાલટ તપાસ લીધી હતી.

મી. ચેટરજી—તમો સૌ બહેનોમાં મોટાં છો ને?

રાજકુમારી—જી, હા.

સ—તમને બનારસમાં જીલ્લા મેજીસ્ટ્રેટ સમક્ષ હાજર કરવામાં આવ્યાં હતાં?

જ—હા.

સ—તમારા પિતા બનારસ આવે ત્યાં સુધી તમને શેઠીરાણીને ત્યાં રહેવાનો હુકમ થયો હતો કે ?

જ—હા.

સ—તમારા પિતાએ તમને બાબર શમશેર જંગની માતા સાથે રહેવાનો તાર કર્યો હતો, તે તમને યાદ છે ?

જ—ના.

સ—તમે નેપાલ જવા બનારસથી ઉપડયાં ત્યારે તમારા લોકો સેવપુરામાં રહેતા હતા તે તમને ખબર નહોતી ?

જ—મને તે યાદ નથી.

સ—બનારસમાં લક્ષ્મીકુંડવાળી જગ્યા તમે જાણો છો ?

જ—હા.

સ—તમારો જન્મ ત્યાં થયો હતો એ તમને તમારા માતપિતાએ નહોતું કહ્યું ?

જ—મારો જન્મ બનારસમાં થયો હતો, પરંતુ કઇ જગ્યાએ તે હું જાણુતી નથી.

સ—તમારો જન્મ ૧૯૦૮માં થયો હતો ?

જ—મને ખબર નથી.

સ—હું એમ કહેવા માગું છું કે તમે તમારી ઉમ્મર છુપાવવા માટે અદાલતોમાં જુદા જુદા સ્ટેટમેંટ કર્યાં છે ?

જ—મેં મારી ઉમ્મર છુપાવવાનો કદી પ્રયત્ન કર્યો નથી.

સ—તમારા પિતા કેવી જાતના માણસ છે ?

જ—સારા માણુસ.

સ—તમને અનીતિના ધંધા માટે વેચવામાં તમારા પિતા ભાગ લે એમ તમે માનો છો ?

જ—નહિં, બીલકુલ નહિં.

સ—તમારા પિતા હમણાં કયાં છે તે તમો જાણો છો ?

જ—ના

સ—તમને બચાવવા માટે તમારા પિતાને પત્ર લખવાની તમને જરૂર જણાઈ હતી ?

જ—મને તેવી જરૂર જણાઈ હતી, પરંતુ મને લખતાં આવડતું નથી તેથી મેં પત્ર લખ્યો નહોતો. મેં મારા લખી શકે તેવા મિત્રોને પત્ર લખવા કહ્યું હતું, પરંતુ તેઓએ લખ્યું નહિં.

સ—તમારા પિતાએ તમને પત્ર લખ્યો હતો ?

જ—ના.

## બનારસવાળો મુકદ્દમો.

સ—તમે બનારસમાં મેજીસ્ટ્રેટ સમક્ષ જુબાની આપી હતી તે તમને યાદ છે ?

જ—હા.

સ—કયા કેસમાં ?

જ—મારી દાદી અને પદમાપ્રસાદે મને અનીતિના ધંધા માટે વેચવાનું કાવત્રું રચ્યું હતું તે સંબંધ મેં મેજીસ્ટ્રેટ સમક્ષ સ્ટેટમેન્ટ કર્યું હતું તેના સંબંધમાં.

સ—તમે આ માણસને (માણસ તરફ આંગળી કરીને) ઓળખો છો ?

જ--હા.

સ—તેનું નામ રામપ્રસાદ પાન્ડે છે ?

જ--તે હું જાણુતી નથી.

સ—બનારસમાં તમે સ્ટેટમેન્ટ કર્યું હતું તે કેસમાં એ માણુસ પણ એક આરોપી હતો, તે તમને યાદ છે ?

જ—હું જાણુતી નથી.

સ--તેની અને બીજા માણુસોની સામે તમને ઉઠાવી જવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો એ ખરૂં નથી ?

જ—હું જાણુતી નથી.

સ—તમને ઉઠાવી જવાના મુકદ્દમામાં તમારી જુબાની લેવામાં આવી હતી તે તમને યાદ છે ?

જ--હું જાણુતી નથી.

સ--બનારસમાં તમે જુબાની આપી તે વખતે અદાલતના એ ઓરડામાં તમે રામપ્રસાદ પાન્ડેને જોયો હતો ?

જ--ના. મેં તેને જોયો નહોતો.

મેજીસ્ટ્રેટ--તમે એમ કહેવા માગો છો કે તમે રામપ્રસાદને અદાલતમાં નહોતો જોયો ?

જ—મને યાદ નથી.

## પોલીસના ધરપકડ.

મી. ચેટરજી--તમે તમારી દાદીનું મકાન છોડયું તે પછી પોલીસે તમને પકડયાં હતાં તે યાદ છે ?

જ—હા.

સ—તમને કયાંથી પકડવામાં આવ્યાં હતાં ?

જ—અમારા ગુરૂ ગોવિન્દ કિશોરને ત્યાંથી.

સ--બીજા કોને પકડવામાં આવ્યાં હતાં ?

જ—ગણી બાજાઇ અને અને પુતલીને પણ પકડવામાં આવી હતી.

સ--અને તમને એજ મેજીસ્ટ્રેટ સમક્ષ ઉભા કરવામાં આવ્યાં હતાં ?

જ—હા.

સ—રામપ્રસાદને એજ મકાનમાંથી પકડવામાં આવ્યો હતો કે ?

જ--તેને એજ મકાનમાંથી પકડવામાં આવ્યો નહોતો.

સ—તેને એજ દિવસે પકડવામાં આવ્યો હતો ?

જ—મને ખબર નથી.

સ—તમને પકડયા પછી તમે પોલીસ સમક્ષ કાંઇ સ્ટેટમેન્ટ કર્યું હતું કે ?

જ—મેં પોલીસ સમક્ષ કાંઇ સ્ટેટમેન્ટ કર્યું નહોતું. પરંતુ મેં અદાલતમાં સ્ટેટમેન્ટ કર્યું હતું. પોલીસ અમલદારે મને કેટલાક સવાલો કર્યા હતા, પરંતુ મેં તેના જવાબ આપ્યા નહોતા.

સ—તેમ કરવામાં તમારો શો હેતુ હતો ?

જ—હું મેજીસ્ટ્રેટ સમક્ષજ સ્ટેટમેન્ટ કરવા માગતી હતી.

સ—તમે પોલીસ અમલદારને એમ નહોતું કહ્યું કે તેજ દિવસે તમારા રામપ્રસાદ સાથે લગ્ન થવાના હતા ?

જ—ના.

સ—તમને દિવસના પકડવામાં આવ્યા હતા ?

જ—હા.

ધરપકડ પછી.

સ—તે દિવસે રાત્રે તમે ક્યાં હતા?

જ—મને મારી દાદીને સુપ્રત કરવામાં આવી હતી.

સ—તમને દીવાકર શર્માને સોંપવામાં નહોતા આવ્યા?

જ—હા, મને પકડી તે દિવસે તેમને સોંપવામાં આવી હતી.

સ—દીવાકર સાથે તમે કેટલા દિવસ રહ્યાં?

જ—ત્રણ ચાર દિવસ.

સ—તે પછી તમને શેઠીરાણીને સોંપી દેવામાં આવ્યાં હતાં?

જ—હા.

સ—તમારા પિતા આવે તેટલા વખત માટે તમને શેઠીરાણીને સોંપવામાં આવ્યાં હતાં ને?

જ—તે હું જાણુતી નથી. કેસ ચાલતો હતો તે દરમીયાન મને શેઠીરાણીને હવાલે કરવામાં આવી હતી.

સ—એ મુકદ્દમામાં રામપ્રસાદને બીજા આરોપીઓ સાથે ઉભેલો તમે નહોતો જોયો?

જ—ના, મેં રામપ્રસાદને નહોતો જોયો.

સ—તમે સોગંદપૂર્વક કહી શકો છો કે તમે રામપ્રસાદને બીજા આરોપીઓ સાથે નહોતો જોયો?

જ—મને બરાબર લાગતું નથી.

સ—મુકદ્દમા પછી જીલ્લા મેજીસ્ટ્રેટે તમને તમારા પિતાને સોંપી દીધા હતા?

જ—ના.

સ—તમારા વકીલે લીધેલી નોંધમાં તો એમ જણાવ્યું છે કે તમને તમારા પિતાને હવાલે કરવામાં આવ્યાં હતાં ?

જ—હું લખી વાંચી જાણતી નથી.

સ—તમે અદાલતમાં તમારા પિતાની સાથે હતાં એ ખરૂં નથી ?

જ—ના, એ વાત ખરી નથી.

સ—જો નોંધમાં એમ લખ્યું હોય કે તમે અદાલતમાં તમારા પિતાની સાથે હાજર હતાં તો તમે એમ કહેવા માગો છો કે તે નોંધ ખોટી છે ?

જ—હા તે નોંધ ખોટી છે.

સ—તમે કલકત્તે જવા ઉપડયા તે પહેલાં તમે તમારા પિતાને મળ્યાં હતાં કે નહિં ?

જ—હું તેમને એક વખત પદમાપ્રસાદના મકાનમાં મળી હતી.

સ—તમે કલકત્તે જવા ઉપડયાં તે પહેલાં કેટલા દિવસ અગાઉ તમે તમારા પિતાને મળ્યાં હતાં ?

જ—લગભગ અઠવાડીયા પછ

સ—તમારે તેમની સાથે કાંઇ વાતચીત થઇ હતી ?

જ—હા.

સ—હું એમ કહું છું કે તમે પદમાપ્રસાદના મકાનમાં નહિં પણ શેઠીરાણીના મકાનમાં તમારા પિતાને મળ્યાં હતાં ?

જ—ના, હું પદમાપ્રસાદના મકાનમાંજ મેં પિતાને મળી હતી.

સ—બનારસમાં તમે હિરાલાલને મળ્યાં હતાં ?

જ—નહિં, કદિ નહિં.

રાજકુમારીની ઉલટપાલટ તપાસ હજુ પણ પુરી થઇ નહોતી અને તપાસ બીજા દિવસ પર મુલતવી રહી હતી.

**રાજકુમારીની ઉલટપાલટ તપાસનો ત્રીજો દિવસ.**

બુધવારે તપાસ આગળ ચાલતાં રાજકુમારીની વધુ ઉલટપાલટ તપાસ લેવામાં આવી હતી.

મી૦ ચેટરજી—બો બઝાર પોલીસ ચોકીમાં તમે સ્ટેટમેન્ટ કર્યા પછી બીજા કોઇ પોલીસ અમલદારે તમારી પાસે આવીને તમને સવાલો પૂછયા હતા તે તમને યાદ છે?

જ—હા.

સ—તમે સ્ટેટમેન્ટમાં એવું જણાવ્યું હતું કે હિરાલાલ બનારસમાં પદમાપ્રસાદના ફરીટલા ખાતે આવેલા મકાનમાં આવ્યો હતો અને તમને મળ્યો હતો?

જ—ના.

સ—તમે ખરેખર એમ કહો છો કે તમે એવી જાતનું સ્ટેટમેન્ટ કર્યું જ નહોતું?

જ—મેં કદી એવું સ્ટેટમેન્ટ કર્યું જ નથી.

સ—શું તમે એમ કહેવા માગો છો કે જે પોલીસ અમલદારે તમારૂં સ્ટેટમેન્ટ નોંધી લીધું તેણે એ વાત ઉપજાવી કાઢી છે?

જ—હા, મને એમ લાગે છે.

સ—પદમાપ્રસાદનું મકાન ફરીટલા ખાતે છે એમ તમે કહ્યું હતું?

જ—હા.

સ--પાંચેક મહીના પહેલાં તમે જ્યારે એ સ્ટેટમેન્ટ કર્યું ત્યારે તમે બનારસ હતાં ?

જ--હા.

સ—એ હકીકત પોલીસને જણાવવી તમને જરૂરી લાગી હતી ?

જ--હા.

## બનારસ આવવાનો હેતુ.

સ—જો કોઇ એમ કહે કે જનકપુરમાં તમારા પિતના કાયદેસર કબજામાંથી પદમાપ્રસાદ તમને ઉઠાવી લાવ્યો હતો, તો તે વાત ખરી છે ?

જ—ના.

સ--બનારસમાં કોઇ સારા વર સાથે તમારા લગ્ન કરી આપવા માટે તે તમને ઉઠાવી લાવ્યા હતો, તે વાત પણ ખરી નથી ને ?

જ— ના.

સ—ત્યારે પોલીસ કમીશન સમક્ષ તમે કરેલાં સ્ટેટમેન્ટમાં એ હકીકત ક્યાંથી આવી તે તમે સમજાવી શકશો ?

જ—હું કહી શકતી નથી.

સ--તમે શેરબહાદુરને તમારી વતી અરજી તયાર કરવા કહ્યું હતું ને ?

જ—હા.

સ--તો તમે તેને તેની મરજીમાં આવે તેમ લખવા તો નહિં જ કહ્યું હોય ?

જ—ના.

સ—ત્યારે શેરબહાદુરે એ હકીકત તમારી અરજીમાં ઘુસાડી દીધી એમ તમે કહેવાં માગો છો ?

જ—હું એવું કશું કહેતી નથી.

સ—ત્યારે તમારી વતી અરજી અદાલતમાં પેશ કરનાર વકીલે એ બધું કર્યું એમ તમે કહેવા માગો છો ?

જ—હું એ કાંઈ જાણુતી નથી.

સ—પદમાપ્રસાદ બહુ ખરાબ માણુસ છે ?

જ—હા.

સ—તેને નેપાલમાં દાખલ થવા દે કે ?

જ—ના.

સ—સમજો કે કોઈ માણુસ એમ કહે કે તમારા પિતાએ તમારા વતનમાંજ તમારા લગ્ન કરવાની ગોઠવણુ કરી હતી, પરંતુ પદમાપ્રસાદ તે વખતે તમારા ગામમાં હતો તેણે તમારા પિતાને તમારા વતનમાંજ તમારા લગ્ન ન કરવા કહ્યું અને પોતે સારો વર મેળવી આપશે એમ તેણે કહ્યું, શું એ વાત ખરી છે ?

જ—નહિં. એ વાત ખરી નથી.

સ—તમારા પિતાએ એ વાત કબુલ કરીને તમને પદમાપ્રસાદ સાથે મોકલ્યાં એ વાત ખરી છે ?

જ—ના.

સ—તમે અરજી કરતાં પહેલાં કોઈ વકીલને મળ્યાં હતાં ?

જ—ના.

સ—એ દરમીયાન તમે ગુરખા લીગના કોઈ સભ્યને મળ્યાં હતાં ?

જ—ના.

સ--તમને ખાસ લગ્નને માટેજ બનારસ મોકલવામાં નહોતા આવ્યાં ?

જ--મને બનારસ જોવા અને ગંગાસ્નાન કરવા માટે મોકલવામાં આવી હતી.

સ—તમારા સગાંઓ તમારા લગ્ન માટે તમને નેપાલથી બનારસ લઈ આવ્યા હતા તે ખરૂં છે ?

જ—ના.

સ—તમે ગણી બાજાઈ અને પુતલી સાથે બનારસ આવ્યાં હતાં ?

જ—હા.

સ—ગણી બાજાઇ શેઠીરાણીની નોકર છે ?

જ--તે શેઠીરાણી સાથે રહે છે અને તેનું ઘરકામ કરે છે.

સ—પુતલીને તમારા પિતાએ તમારી સાથે મોકલી હતી ને ?

જ--હા.

સ- તમે આ અદાલતમાં તમારા ગુરૂજીના પત્ની વિષે બોલ્યાં હતાં ?

જ—હા.

સ—બનારસની અદાલતમાં તમે તેમને વિષે કાંઇ નહોતાં બોલ્યાં ?

જ--ના.

## શેઠીરાણી અને પદમાપ્રસાદનું કાવત્રું.

સ—તમે બનારસમાં મેજીસ્ટ્રેટ સમક્ષ હાજર થયા ત્યારે પદમાપ્રસાદ અને શેઠીરાણી તમને વેચી દેવા માગે છે એવા ભયથી કાંપતાં હતાં ?

જ—હા.

સ—પદ્માપ્રસાદ તમારી ઓરમાન બહેનનું હરણ કરી લાવ્યો હતો તે તમે મેજીસ્ટ્રેટને કહ્યું હતું ?

જ—હા.

સ— તમે મેજીસ્ટ્રેટને એમ પણ કહ્યું હતું કે એ બન્ને જણા તમને ગુલામ તરીકે અથવા અનીતિના ધંધા માટે વેચવાનું કાવત્રું કરી રહ્યાં છે?

જ—હા.

સ—તેઓ બન્ને ખરાબ માણસ છે એમ પણ તમે કહ્યું હતું ?

જ—હા.

પદ્માપ્રસાદના પંજામાં.

સ—તમને વેચી દેવાની તેઓ બન્ને વાત કરતા હતા તે તમે પોતે સાંભળ્યું હતું એમ પણ તમે જણાવ્યું હતું ?

જ—હા.

સ—તમે તેમાંથી છટકી જવા માટે કાંઇ કર્યું હતું ?

જ—મેં પ્રયત્ન કર્યો હતો, પરંતુ નિષ્ફળ ગઇ હતી.

સ—તમારી એવી દશા થાય તેના કરતાં મરવું બહેતર છે એવો તમને વિચાર આવ્યો હતો ?

જ—હા.

સ—આવા ખરાબ લોકોને હવાલે તમને નહિં સોંપી દેવા તમે મેજીસ્ટ્રેટને અરજ કરી હતી કે ?

જ—હા.

સ—તમે તમારા કાકા ભીમપ્રતાપની સાથે રહેવા ખુશી છો. એવી ઇચ્છા જણાવી હતી કે ?

જ—હા.

સ—તમારી દાદી અને પદમાપ્રસાદ તમને વેચી દેવાનું કાવત્રું રચી રહ્યાં છે એવું તમે હાઇકોર્ટમાં તો કદી જણાવ્યું નહોતું ?

જ—મેં એ પ્રમાણે કહ્યું હતું, પરંતુ તેની નોંધ લેવામાં આવી હતી કે નહિં તે હું જાણુતી નથી.

સ—હાઇકોર્ટના સ્ટેનોગ્રાફરે ખોટી નોંધ લીધી એમ તમે કહો છો ?

જ—એ કાંઇ હું જાણુતી નથી.

સ—પદમાપ્રસાદને ત્યાં હતાં ત્યારે તમે ચીસો પાડી હતી કે ?

જ—હા, મને દિવસ અને રાત પદમાપ્રસાદના ઓરડામાંજ પુરી રાખવામાં આવી હતી. મને બહાર જવા દેવામાં આવતીજ નહિં. તેથી મારી ચીસો પાડોશીઓ પણુ સાંભળી શકે તેમ નહોતું.

સ—તમે જમવા માટે તો બહાર નીકળતાં ને ?

જ—ખાવાનું પણુ મને ઓરડામાંજ આપવામાં આવતું.

સ—તમે ઘરના માણુસોને મળતાં નહિં ?

જ—માત્ર સ્ત્રીઓનેજ મને મળવા દેવામાં આવતી

સ—સ્ત્રીઓ તો તમારા ઓરડામાં આવતી ને ?

જ—હા.

સ—પદમાપ્રસાદને કેટલી સ્ત્રીઓ છે તે તમે કહી શકશો ?

જ—હું તેના ઘરમાં હતી ત્યારે તેને પાંચ સ્ત્રીઓ હતી.

સ—તમને પદમાપ્રસાદને ત્યાં રહેતાં કંટાળો ઉપજતો હતો ?

જ—હા.

સ--તેથી તમે છટકી જવા ઇચ્છતાં હતાં ?

જ--હા.

## બચાવના નિષ્ફળ પ્રયત્નો.

સ--તમારૂં હરણુ કરવાને લગતા મુકદ્દમામાં મેજીસ્ટ્રેટ સમ જુબાની આપતાં તમે મદદ માટે રડી પડયાં હતાં કે ?

જ--હા, મેં પદમાપ્રસાદના પંજામાંથી મને બચાવવા વિનં કરી હતી. પદમાપ્રસાદના ભયને લીધે હું વધારે કાંઇ કહી શકી નહોત

સ--તમારા કહેવા પ્રમાણે એટલામાં બધે પદમાપ્રસાદ આબરૂ ખરાબ છે ?

જ--હા.

સ--કોઇ પણ આબરૂદાર માણસ પોતાની પુત્રી તેના મકાના ન રાખે ને ?

જ--ના.

સ--તમારા પિતાએ તમને પદમાપ્રસાદના મકાનમાં જો ત્યારે તેમણે કાંઇ વાંધો લીધો હતો ?

જ--હું તો ઓરડામાં પુરાયેલી હતી એટલે મને કાંઇ ખ નથી.

સ--તે તમને મળ્યા ત્યારે તેમણે તમને તેમની સાથે ચ નીકળવા કહ્યું હતું ?

જ--હા.

સ--તમે તે કબુલ કર્યું ?

જ--હા.

સ—તમે તેમને જોઇને રડી પડયાં હતાં?

જ—હા.

સ—તમે તેમને તમને જલદી ત્યાંથી લઇ જવા કહ્યું હતું?

જ—હા.

સ—તેમણે શું જવાબ આપ્યો?

જ—મારા પિતા પછી ઓરડો છોડી ગયા?

સ—તમારા પિતા ઓરડો છોડી ગયા તે પછી તમે રડી પડયાં હતાં?

જ—હા.

સ—તમારા પિતા બનારસ શા માટે આવ્યા હતા? અને તમને પદમાપ્રસાદને ત્યાં શા માટે મળ્યા હતા?

જ—મને કાંઇ ચોક્કસ ખબર નથી.

સ—તમારા પિતા તમને તેડી ગયા વિના પદમાપ્રસાદને ત્યાંથી શા માટે ચાલ્યા ગયા તેનું કાંઇ કારણ તમે બતાવી શકો છો?

જ—હું કાંઇજ કારણ બતાવી શકતી નથી.

સ—તેઓ શું નારાજ થયા હતા?

જ—ના.

સ—તે પછી તમે તમારા પિતાને કોઇ પ્રસંગે મળ્યાં હતાં?

જ—ના, મારા પિતા પદમાપ્રસાદને ત્યાંથી ચાલ્યા ગયા ત્યારે લે મને લાગ્યું કે હું મારા પિતાને ગુમાવી બેઠી છું.

હિરાલાલ સાથે લગ્નનો ઇન્કાર.

સ—તમારા પિતાએ શેઠીરાણીના મકાનમાં તમારા હિરાલાલ સાથે લગ્ન કરી આપ્યા તે વાત ખરી છે?

જ—ના.

સ—હિરાલાલ વૃદ્ધ હતો માટે તમે તેની સાથે પરણવા કબુલ ન થયા એ વાત ખરી નથી ?

જ— લગ્નની વાતજ નહોતી. ત્યાં મારી ના પાડવાની વાતજ ક્યાં રહી ?

સ--લગ્નની ક્રીયા પંડિત શ્યામસુંદરે કરી હતી ?

જ--ના.

સ--ત્યારે તમારા પિતા બનારસ શા માટે આવ્યા હતા ?

જ--હું કાંઈ કારણ બતાવી શકતી નથી.

સ--તમે બનારસમાંથી ગુમ થયાં છો એટલું જાણવા પછી પણ તમારા પિતા કાંઇ પગલાં ન લે એમ તમે કહેવા માગો છો ?

જ--મારા પિતાના મનના વિચાર હું કેમ જાણી શકું ?

સ—તમારા પિતાને તમારા લગ્ન વિષે જુબાની આપવાની છે તે માટે તેઓ અદાલતમાં આવ્યા છે તે તમે જાણો છો ?

જ--હું નથી જાણતી.

સ--કોઇ અજાણ્યા માણસ સાથે બનારસથી કલકત્તે આવવું એ તમારે માટે વ્યાજબી હતું ?

જ—ના.

સ—તમે હિરાલાલ સાથે કલકત્તે આવ્યાં હતાં ?

જ--ના.

સ—ગુરખા લીગના સભ્ય સમક્ષ સ્ટેટમેન્ટ કર્યાનું તમને યાદ છે ?

જ—ના.

સ—તમે ગુરખા લીગનું નામ સાંભળ્યું છે ?

જ—હા.

સ—ગુરખા લીગનું નામ તમે ક્યારે સાંભળ્યું ?

જ—હિરાલાલના ઘરમાંથી નીકળ્યાં પછી.

સ—ગુરખા લીગનું નામ તમને કોણે કહ્યું ?

જ—એક નેપાલી પોલીસે.

સ—તેનું નામ શું ?

જ— માનસીંઘ.

સ—ગુરખા લીગે તમારો કેસ પોલીસમાં રજુ કર્યો હતો ?

જ—ના.

સ—તમે ગુરખા લીગ સમક્ષ કાંઇ સ્ટેટમેન્ટ કર્યું હતું ?

જ—હું જેને મળતી તેને મારી વાત કરતી.

સ—તમે ઠાકુરચંદ્રસીંઘને એમ નહોતું કહ્યું કે તમને હિરાલાલ સાથે પરણવાની ફરજ પાડવામાં આવી હતી ?

જ—ના.

સ—કોઇ એમ કહે કે પદમાપ્રસાદ સંખ્યાબંધ છોકરીઓ કલકત્તામાં વેચવા માટે લાવ્યો હતો, તો તે વાત ખરી છે ?

જ—ના.

## હિરાલાલના ઓરડામાં.

સ—તમને કલકત્તા લાવવામાં આવ્યાં ત્યારે તમે સ્ટેશન પર ચીસો પાડી હતી ?

જ—ના.

સ—તમે પોલીસનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કર્યો હતો ?

જ—ના, પદમાપ્રસાદ અમારી સાથે હતો તેથી કાંઇ પણ ધાંધાટ કરવાની મારી હિમ્મત ન ચાલી.

સ—તમે કલકત્તે પહોંચ્યાં પછી અંબરકુમારીને મળ્યાં ?

જ—હા.

સ—તે દિવસે તમારે તેની સાથે કાંઈ વાતચીત થઇ હતી.

જ—ના. પહેલે દિવસે મારે તેમની સાથે કશી વાત થઈ નહોતી. બીજે દિવસે મેં તેમને મારા વિતકની વાત કહી હતી.

સ—તમને કલકત્તે શા માટે લાવવામાં આવ્યાં હતાં તે તમે જાણતાં હતાં ?

જ—કલકત્તે આવ્યાં પછી મને ખબર પડી.

સ—કલકત્તામાં પહેલા દિવસના અનુભવનું તમને બરાબર સ્મરણ છે ?

જ—હા.

સ—બીજે દિવસે તમે રાજીખુશીથી હિરાલાલના ઓરડામાં ગયાં ?

જ—હું સામે થઇ અને મેં મદદ માટે ચીસો પાડી.

સ—કેટલે વાગે ?

જ—રાતના આઠેક વાગે.

સ—આમ દરરોજ બનતું ?

જ—હા. કેટલાક દિવસો સુધી મેં ચીસો પાડયાંજ કરી.

સ—તમારી ચીસો સાંભળીને પાડોશીઓ એકઠા થયેલા તમે જોયાં હતાં ?

જ—મેં જોયું નહોતું.

સ—તે મકાનમાં તમે અમરબહાદુરમલ્લ સાથે વાતચીત કરી હતી?

જ—તે મકાને આવતો ત્યારે હું તેની સાથે વાતો કરતી.

સ—તે મકાનમાં તમે શરમ ભરેલી અને ભયંકર જીંદગી ગુજારી રહ્યાં છો એમ તમને નહોતું લાગતું.

જ—લાગતું હતું.

સ—તેમાંથી તમે છટકી જવા ઇચ્છતાં હતાં?

જ—હા

સ—તમે અમરબહાદુરમલ્લ મારફત પોલીસને ખબર કરવા ઇચ્છતાં હતાં?

જ—મેં તેને મારી વાત કહી હતી.

સ—તે મકાનમાંથી તમને છોડાવવા તમે અમરબહાદુરમલ્લને કહ્યું હતું?

જ—હા.

આમ ત્રણ દિવસ સુધી રાજકુમારીની ઉલટપાલટ તપાસ પુરી થઇ નહોતી અને વધુ તપાસ બીજા દિવસ પર મુલતવી રહી હતી.

## રાજકુમારીની ઉલટપાલટ તપાસનો ચોથો દિવસ.

બીજે દિવસે તપાસ આગળ ચાલતાં રાજકુમારીની વધુ ઉલટપાલટ તપાસ આગળ ચાલી હતી.

મી. ચેટરજી—સીતાનાથ રોડ પરના મકાન પર આવ્યાં પછી આંબર કુમારીએ પોતાના પોત્રોની માગણી કરી હતી તે તમે સાંભળ્યું હતું?

રાજકુમારી—ના.

સ—હિરાલાલ અને અંબરકુમારી વચ્ચે કડવાશ થઇ હતી તે તમે જાણતાં હતાં ?

જ—મને તે વખતે કશી ખબર નહોતી.

સ—એક નાની છોકરી અને એક વૃદ્ધ વચ્ચેના લગ્ન તમે પસંદ કરો કે ?

જ—ના.

સ—અમરબહાદુરમલ્લ વારંવાર મકાન પર આવતો હતો કે ?

જ—હા.

સ—રાણી અંબરકુમારીએ તેની તમને ઓળખાણ કરાવી હતી કે ?

જ—હા.

સ—અમરબહાદુરમલ્લને તમે તમારા વતનમાં મળ્યાં હતાં કે ?

જ—ના.

સ—સીતાનાથ રોડ પરના મકાનમાં તમને અમરબહાદુરમલ્લ સાથે મૈત્રી બંધાઇ હતી કે ?

જ—ના.

સ—તમે અજાણ્યા સાથે મોટરમાં ફરવા નીકળો કે ?

જ—ના.

## હિરાલાલના ઘરમાંથી રવાના

સ—તમે હિરાલાલના મકાનમાંથી અમરબહાદુરમલ્લ સાથે મોટરમાં ચાલ્યાં ગયાં હતાં ને ?

જ—હા.

સ—કેટલા વાગે ?

જ—સવારના આઠ નવ વાગે.

સ—પહેલેથી ગોઠવણુ કરી રાખી હતી કે ?

જ—મેં અમરબહાદુરમલ્લને મને મદદ કરવા કહ્યું હતું અને તે તે દિવસે મોટર લઇ આવ્યો.

સ—તે દિવસે તમે શેરબહાદુરને ત્યાં ગયાં ?

જ—હા.

સ—તમે અરજી કરી તે પહેલાં તમે અમરબહાદુરમલ્લના કબજામાં હતાં એમ કોઇ કહે તો તે ખરૂં છે કે ?

જ—ના.

સ—તો એ વાત ઉપજાવી કાઢેલી છે એમ તમે કહો છો ?

જ—હું એવું કશું કહેતી નથી.

સ—તમે હાઇ કોર્ટમાં તો એમ કહ્યું હતું કે તમે એક ટેક્ષી પકડી અને સીધા લાલબજાર ગયા અને માનસીંધને મળ્યાં અને તેના મકાનમાં આશ્રય લીધો ?

જ—એમ હશે.

સ—હું એમ કહું છું કે હાઇ કોર્ટમાં તેમજ આ અદાલતમાં તમે અમરબહાદુરમલ્લ વિષેની વાત છુપાવો છો ?

જ—મેં એમ કહ્યું હતું કે હું અમરબહાદુરમલ્લ સાથે એક ટેક્ષીમાં પાર્ક સરકસ ગઇ હતી. તે વખતે હું માનસીંધને ત્યાં રહેતી હતી.

સ—તમારૂં અંતઃકરણ ગુન્હેગાર છે તેથી તમે હાઇ કોર્ટમાં તેમજ અહિં અમરબહાદુરમલ્લ વિષેની વાત છુપાવી રહ્યાં છો ?

જ—ના.

સ—અમરબહાદુરમલ્લને બચાવી લેવા માટેજ તમે હિરાલાલ સાથેના લગ્નનો ઇનકાર કરો છો ?

જ—ના.

સ—અંબરકુમારી હિરાલાલનાં બાળકોનો કબજો લેવા આતુર હતી ?

જ—હું તે જાણતી નથી.

સ—અંબરકુમારી બહારથી તમારી સાથે સંદેશા ચલાવ્યા કરતી હતી ?

જ—ના.

સ—તમે એક વખત તેજકુમારીના નાના બાળક સાથે હિરાલાલને ત્યાંથી બહાર નીકળી ગયાં હતાં એ ખરૂં નથી ?

જ—હું એક છોકરા સાથે નાઠી હતી, પરંતુ તે તેજકુમારીનો પુત્ર નહોતો.

સ—તે છોકરો કોણ હતો ?

જ—તેનું નામ ગોપાળ હતું. તે એ મકાનમાં રહેતો હતો.

સ—એ છોકરા વિષે તમે વધારે કાંઇ માહીતિ આપી શકો છો ?

જ—ના.

સ—તેનું કારણ એ કે તમે સારી પેઠે સમજો છો કે તમે તેજકુમારીના પુત્ર સાથેજ નાશી ગયાં હતાં ?

જ—તેજકુમારીનો પુત્ર માત્ર ત્રણ વર્ષનો હતો. એટલા નાના બાળક સાથે હું નાશી જાઉં એ બનીજ કેમ શકે ?

સ—તે બાળક તમને બહુ ચાહતો હતો ?

જ—તે મને માન આપતો હતો.

સ—તમને નાના બાળકો માટેની અદાલતમાં ઉભા કરવામાં આવ્યાં હતાં ?

જ—હા.

સ—તમને મેડીકલ કોલેજ હોસ્પીટલ અને ડફરીન હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યાં હતાં ?

જ—હા.

સ—તમે તમારી તબીબી તપાસ કરવાની ના પાડી હતી ?

જ—નહિં.

સ—તમે તમારા પિતાને બોલાવવા માટે પોલીસને કદી કહ્યું હતું ?

જ—ના.

સ—તમારો કેસ પુરવાર કરવા માટે તમારી પાસે કાંઇ પુરાવા છે ? એવો પોલીસે તમને પ્રશ્ન કર્યો હતો ?

જ—હા.

સ—તમે ના પાડી હતી ?

જ—મેં એમ કહ્યું હતું કે મારા કોઇ સાક્ષી નથી.

## ફરી તપાસ.

મી. ચેટરજીએ રાજકુમારીની ચાર દિવસ સુધી ઉલટપાલટ તપાસ લીધા બાદ મી. મુકરજીએ રાજકુમારીની ફરી તપાસ લીધી હતી.

સ—તમારી માતા જીવે છે ?

જ—ના.

સ—તમારે ઓરમાન મા છે ?

જ—હા.

સ—તમારી હકીકત જાણતો હોય એવા કોઇપણ માણસનું નામ પોલીસે તમને પૂછ્યું હતું ?

જ—ના.

સ—બનારસવાળા મુકદ્દમામાં ફરિઆદી કોણ હતો તે કહી શકશો ?

જ—કાશીરામ.

સ—કાશીરામ કોણ છે ?

જ—પદમાપ્રસાદનો નોકર.

સ—તમે હિરાલાલને ત્યાંથી છટકી આવ્યાં તે પછી તમને હોસ્પીટલમાં દાખલ કરવામાં આવ્યાં હતાં ?

જ—હા, ડફરીન હોસ્પીટલમાં.

## ઓરમાન મા સાથે વ્યભિચાર.

સ—પદમપ્રસાદને શા માટે નેપાલમાં દાખલ થવા નથી દેતા ?

જ—કારણ કે તેણે તેની ઓરમાન મા સાથે વ્યભિચાર કર્યો હતો

મી. ભટ્ટાચાર્ય—તેની ઓરમાન માનું નામ શું ?

જ—હું તેનું નામ જાણતી નથી.

મી. ભટ્ટાચાર્ય તેણે ક્યારે વ્યભિચાર કર્યો હતો ?

જ—મને ચોક્કસ તારીખની ખબર નથી પરંતુ નેપાળના સરકારી પત્રમાં તે જાહેર થયું હતું અને મને વાંચી સંભળાવવામાં આવ્યું હતું.

મી. ભટ્ટાચાર્ય—તે વખતે તમે નેપાલમાં હતાં ?

જ—ના.

મી. ભટ્ટાચાર્ય—તમે વાંચી શકો છો ?

મી. મુકરજી—તેમને વાંચી સંભળાવવામાં આવ્યું હતું એમ તે કહે છે.

આ પ્રમાણે ચાર દિવસે રાજકુમારીની ઉલટપાલટ તપાસ ખતમ થઇ હતી અને વધુ તપાસ શનીવાર તા૦ ૨૫મી જુન પર મુલતવી રહી હતી.

## પદમાપ્રસાદનું સ્ટેટમેન્ટ.

શનીવારે મુકદ્દમાની સુનાવણી આગળ ચાલતાં કેપ્ટન રઘુપતિ બેનરજીએ બચાવપક્ષના વકીલ મી. બી. સી. ચેટરજીની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે ડો. દાસ ગુપ્તાની સુચનાથી મેં તા૦ ૧૮મી એપ્રીલે રાજકુમારીના એક્ષ-રેથી ત્રણ ફોટોગ્રાફો મારા મકાને લીધા હતા. કેપ્ટન એસ કે રાયની સુચનાથી પણ બીજા બે એક્ષ-રે ફોટાઓ લીધા હતા.

આ પ્રમાણે જુબાનીઓ પુરી થયા બાદ પદમાપ્રસાદે પોતાનું સ્ટેટમેન્ટ રજુ કર્યું હતું. તેણે પોતાના સ્ટેટમેન્ટમાં જણાવ્યું હતું કે મેં રાજકુમારીનું વેચાણ કર્યું નથી તેમ હું તેને કલકત્તે લઇ આવ્યો પણ નથી. બનારસના કલેકટરે રાજકુમારીને તેના પિતાને હવાલે સોંપી હતી અને તેના પિતાએ તેને શેઠીરાણીના મકાનમાં હિરાલાલ અગ્રવાલ સાથે પરણાવી હતી. ગયા ડીસેમ્બરમાં રાજકુમારીએ હિરાલાલના પુત્ર સાથે નાશી જવાનો પ્રયત્ન કર્યો આથી હિરાલાલે પોતાના બાળકો મારી સંભાળ નીચે મૂકયા. અંબરકુમારી બાળકોનો કબજો મેળવવા આતુર હતી અને તે માટે તે બનારસ આવી હતી પરંતુ મેં તેને

બાળકો સોંપવાની ના પાડી. આથી તે નારાજ થઇ અને તેણે રાજકુમારીને હિરાલાલના માણસ સાથે હરાલાલને ત્યાંથી નાશી જવા લલચાવી અને પછી તેની પાસે મારી સામે દાવો મંડાવ્યો.

આરોપી પદમાપ્રસાદના સ્ટેટમેન્ટ બાદ બન્ને પક્ષના વકીલોના ભાષણો માટે તા૦ ૫મી જુલાઇની મુદત પડી હતી.

## મુકદ્દમાનો છેલ્લો દિવસ.

તા. ૨૯મી જુલાઇએ મુકદ્દમાનો છેલ્લો દિવસ હતો. ફરિઆદ તેમજ બચાવપક્ષના વકીલોએ તે દિવસે પોતાના ભાષણો કર્યાં હતાં.

ફરિઆદપક્ષના વકીલ મી. એ. સી. મુકરજીએ પોતાની દલીલો રજુ કરતાં જણાવ્યું કે આ મુકદ્દમામાં મુખ્ય મુદ્દાઓ બે છે. પહેલો પ્રશ્ન એ છે કે રાજકુમારી ૧૮ વર્ષની નીચેની ઉમ્મરની છે કે નહિં? અને બીજો પ્રશ્ન એ છે કે પદમાપ્રસાદે તેને હિરાલાલ અગ્રવાલને વેચી હતી કે નહિં?

રાજકુમારીની વયના સંબંધમાં એક્ષ—રેના અનુભવીઓએ જે ફોટાઓ રજુ કર્યા છે તે ઉપરથી પુરવાર થાય છે કે રાજકુમારીની ઉમ્મર ૧૮ વર્ષની નીચે છે. રાજકુમારીએ જુદી જુદી અદાલતોમાં જે સ્ટેટમેન્ટો કર્યાં છે તે બધામાં પણ તેણે પોતાની ઉમ્મર ૧૮ વર્ષની નીચેની બતાવી છે. બનારસની અદાલતમાં રાજકુમારીનું હરણ કરવાના સંબંધમાં મુકદ્દમો ચાલ્યો હતો. તેમાં રાજકુમારીને અદાલતમાં હાજર કરવામાં આવી હતી અને મેજીસ્ટ્રેટે તેને સગીર ઠરાવી હતી.

મેજીસ્ટ્રેટ—એ મુકદ્દમાનું શું પરિણામ આવ્યું હતું?

મી. મુકરજી—એ મુકદ્દમામાં આરોપીને છોડી મૂકવામાં આવ્યો હતો.

## વેચાણનો પુરાવો.

મી. મુકરજીએ આગળ ચાલતાં જણાવ્યું કે રાજકુમારીનું વેચાણ તો પુરેપુરૂં પુરવાર થયું છે કેમકે હિરાલાલના ઘરમાં રહેનાર અંબરકુમારી અને અમરબહાદુરમલ્લે જુબાની આપી છે કે હિરાલાલે પદમાપ્રસાદને પૈસા આપ્યા તે તેઓએ નજરોનજર જોયું છે. રાજકુમારીએ પણ પોતાની જુબાનીમાં ઉપરની વાતને ટેકો આપ્યો છે અને જણાવ્યું છે કે તેને હિરાલાલ અગ્રવાલે રખાત તરીકે રાખી હતી.

## દુ:ખદ અનુભવો.

રાજકુમારી તરફ બધો વખત ખરાબ વર્તન ચલાવવામાં આવ્યું હતું પરંતુ તે પોતાની એ દુ:ખભરી કથા બહારના કોઇને પણ જણાવી શકે એવી એક પણ તક તેને મળી નહોતી તેથી તે હિરાલાલના મકાનમાંથી છટકી શકતી નહોતી. પણ તેને તક મળી કે તરતજ તે છટકી નીકળી અને પોતાના દુ:ખદ અનુભવોની વાત પોતાની કોમના માણસોને જણાવી તેમજ પોતાના રક્ષણ માટે પોલીસ કમીશનરને અરજી કરી. જો તે હિરાલાલની પરણેલી પત્ની તરીકે રહેતી હોત તો તે જે રીતે નાશી નીકળી તે રીતે નાશી નીકળત નહિં તેમજ પોતાની હકીકત તેણે પોલીસ સત્તાવાળાઓને જણાવી ન હોત. તે હિરાલાલના ઘરમાંથી એટલા માટે છટકી આવી કે ત્યાંની શરમભરી જીંદગીથી તે કંટાળી હતી અને તેનાથી તે સહન થતું નહોતું.

## પંજામાંથી છુટવાનો પ્રયત્ન.

આ મુકદ્દમામાં આરોપી સામે ફરિઆદ કરવામાં રાજકુમારીનો

હતુ તેને એવું ભયાજનક જીવન ગુજારવાની ફરજ પાડનારાઓના પંજામાંથી તે છુટવા ઇચ્છતી હતી.

## લુલો બચાવ.

બચાવપક્ષ એવી દલીલ કરે છે કે રાણી અંબરકુમારીનો આ મુકદ્દમામાં હાથ છે અને પદમાપ્રસાદને ધમકાવીને તેની પાસેથી નાણાં કઢાવવા માટે ગુરખા લીગે રાજકુમારીને હાથમાં લીધી છે. બચાવપક્ષ પોતાના આ આક્ષેપો પુરવાર કરી શકયો નથી. રાજકુમારીના હિરાલાલ સાથેના લગ્નની વાત પણ પાછળથી ઉભી કરવામાં આવી છે અને તે વાત પણ અદાલતને સંતોષ થાય તેવી રીતે બચાવપક્ષે પુરવાર કરી નથી.

મેજીસ્ટ્રેટ--હિરાલાલે કબુલ કર્યું હતું કે તે રાજકુમારીને પરણ્યો હતો ?

મી. મુકરજી—ના, સાહેબ.

## અણુઘટતી માગણી.

મી. મુકરજીએ આગળ ચાલતાં જણાવ્યું કે જો આપ નામદાર એમ ધારતા હો કે હિરાલાલ રાજકુમારીને ખરેખર પરણ્યો હતો તો એવો કશો પણ પુરાવો છે કે રાજકુમારી તેના ઘરમાંથી નાશી ગયા પછી તેને પાછી મેળવવા માટે હિરાલાલે કાંઇ પણ પ્રયત્ન કર્યો હતો ? બચાવપક્ષ વધુમાં એમ કહે છે કે રાજકુમારી પર અત્યાચાર થયો હતો તે પુરવાર કરવા ફરિયાદપક્ષ વિશ્વાસપાત્ર સાક્ષીઓ રજુ કરી શકયો નથી.

પરંતુ હું એમ પૂછું છું કે હિરાલાલના ઘરમાં રહેતા માણસો સિવાય બીજા કોણ સાક્ષીઓ એ ગરીબ છોકરી લાવી શકે? વળી આપ નામદારે યાદ રાખવું ઘટે છે કે રાજકુમારી હિરાલાલ અને તેના માણસોના સંપૂર્ણ સંકાળામાં હતી અને તેની દયા ઉપર જીવતી હતી. આવા સંજોગોમાં અત્યાચારની વાત પુરવાર કરવા હિરાલાલના પક્ષના માણસોમાંથી સાક્ષીઓ મેળવવા મુશ્કેલ છે એ બચાવપક્ષ સારી પેઠે સમજે છે.

## લગ્નનો પુરાવો નથી.

રાજકુમારીને પદમાપ્રસાદ સામે આ મુકદ્દમો ચલાવવામાં કશો સ્વાર્થ નથી. તે તો માત્ર પોતાના ઉપરના અત્યાચારોમાંથી બચાવ ઇચ્છતી હતી. આરોપી પદમાપ્રસાદ કહે છે કે બનારસમાં શેઠીરાણી, મોંઘીરની રાણી અને બીજાઓની હાજરીમાં રાજકુમારીના હિરાલાલ સાથે વિધિપૂર્વક લગ્ન થયા હતા. પરંતુ મને આશ્ચર્ય થાય છે કે લગ્ન થયા હતા તે પુરવાર કરવા બચાવપક્ષે એ સન્નારીઓને સાક્ષીઓ તરીકે શા માટે નથી બોલાવી? એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે એ બચાવ પાછળથી સૂઝેલો વિચાર છે અને બચાવપક્ષ તે વાત સાબીત કરી શક્યો નથી. વળી બચાવપક્ષે એવી વાત રજુ કરી છે કે આ મુકદ્દમો ચલાવવા ગુરખા લીગે નાણાંની મદદ કરી હતી, પરંતુ પદમાપ્રસાદને તકલીફમાં લાવવા માટે એમ કરવામાં આવ્યું છે એમ બચાવપક્ષ બતાવી શક્યો નથી.

## સ્ત્રીજાતિના માનનું રક્ષણ.

છેવટમાં મી. મુકરજીએ મેજીસ્ટ્રેટને અરજ કરી કે પદમાપ્રસાદ જેવા

માણસોના દુરાચારો સામે સમાજનું રક્ષણ કરવું જોઈએ અને સ્ત્રી જાતિની આબરૂ જળવાવી જોઇએ તેથી હું આશા રાખું છું કે આરોપીને ગુન્હેગાર ઠરાવી યોગ્ય નશીયત આપવામાં આવશે.

## બચાવપક્ષનું ભાષણ.

તે પછી બચાવપક્ષના વકીલ મી. બી. સી. ચેટરજીએ ભાષણ કરતાં જણાવ્યું કે રાજકુમારીની ઉમ્મર વિષે જુદા જુદા ડોકટરોએ જુદા જુદા મત આપ્યા છે અને એક ડોકટરના અભિપ્રાય પ્રમાણે રાજકુમારીની વય ૨૫ અને ૩૦ની વચ્ચે હોવી જોઇએ.

## લગ્ન થયા હતા ?

રાજકુમારીના હિરાલાલ સાથેના લગ્નના સંબંધમાં પણ બધા સંયોગો ધ્યાનમાં લેતાં લગ્ન થયા હોય તે વધારે સંભવિત દેખાય છે. બનારસના મેજીસ્ટ્રેટે તા. ૧૫મી સપ્ટેમ્બરને દિવસે રાજકુમારીને તેના પિતાને હવાલે સુપ્રત કરી, તે પછી તેના પિતાએજ તેને હિરાલાલ સાથે પરણાવી હતી. રાજકુમારી એ લગ્નનો ઇનકાર કરે છે એટલુંજ નહિં પણ બનારસના મેજીસ્ટ્રેટે તેને તેના પિતાને હવાલે કરી હતી તે વાતનો પણ ઇનકાર કરે છે. આ વાત છુપાવવાનું કારણ એ છે કે જો તે એમ કબુલ કરે કે તેને તેના પિતાને હવાલે કરવામાં આવી હતી તો હિરાલાલ સાથે પરણાવવામાં આવી હતી તે પણ તેને કબુલ કરવું પડે. કલકત્તે લાવ્યા પછી જો તેને હિરાલાલ સાથે પરણાવવામાં ન આવી હોત તો તેને રખાત તરીકે રહેવાની ફરજ પાડવામાં આવે છે એવું તે તેના પિતાને પત્રથી જણાવવા સ્વતંત્ર હતી. પરંતુ તેણે તેમ કર્યું નહિં.

## રાજકુમારીનો બીજા સાથે પ્રેમ !

કલકત્તામાં હિરાલાલ જ્યારે પોતાની ઓફીસે જતો ત્યારે તેમની ગેરહાજરીમાં અમરબહાદુરમલ્લ રાજકુમારી સાથે પ્રેમ કરતો. હિરાલાલના બાળકોના કબજાના સંબંધમાં અંબરકુમારીને હિરાલાલ સાથે અણબનાવ થયો હતો તેના ત રાજકુમારી અને અમરબહાદુરમલ્લ વચ્ચેના પ્રેમને ઉતેજન આપતી અને રાજકુમારીને ઉશ્કેરતી કે તેના જેવી છોકરીએ બુઢ્ઢા માણસને પરણવું ન જોઇએ. પરીણામે રાજકુમારી અમરબહાદુરમલ્લ સાથે નાશી ગઇ અમરબહાદુર તેને પાર્ક સરકસ લઇ ગયો અને ત્યાં રાજકુમારીએ અમરબહાદુરમલ્લ સાથે બે દિવસ અને બે રાતો ગુજારી. પોલીસ કમીશનર સમક્ષની અરજીમાં રાજકુમારી પોતે ક્યાં રહેતી હતી તે જણાવતીજ નથી. બે દિવસ સુધી તો બન્ને જણાઓએ છુટથી મોજ મહાણી અને પછીથી આ ફરિઆદ માંડવાનો વિચાર સૂઝયો.

છેવટમાં મી. ચેટરજીએ જણાવ્યું કે આ બધી હકિકતો ધ્યાનમાં લેતાં એ સ્પષ્ટ છે કે અંબરકુમારી તેજકુમારીના બાળકોનો કબજો મેળવવામાં નિષ્ફળ ગઇ તેથી તેણે પદમાપ્રસાદને લુંટવા માટે આ મુકદમો ઉભો કર્યો. કોઇપણ અદાલત રાજકુમારીની જુબાની માની શકે નહિં. ગુરખા લીગ અને અંબરકુમારીની મદદથી તેની તરફેણમાં બોલનારા સાક્ષીઓએ પણ જુઠાણું ચલાવ્યું છે. માટે પદમાપ્રસાદને માનસહિત નિર્દોષ ઠરાવવો ઘટે છે.

આ પ્રમાણે બન્ને પક્ષના વકીલોના ભાષણો ખતમ થયા પછી ચુકાદો તા૦ ૬ઠી ઓગસ્ટ પર મુલતવી રહ્યો હતો.

## ચુકાદો.

શનીવાર તા૦ ૬ઠી ઓગસ્ટને દિવસે જોરબાગન વિભાગના વડા મેજીસ્ટ્રેટ મી. એ. ઝેડ. ખાને ચુકાદો આપતાં પદમાપ્રસાદને નિર્દોષ ઠરાવી છોડી મૂકયો હતો.

ચુકાદો આપતાં તે નામદારે હિરાલાલના ખેદજનક મૃત્યુનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે આ કેસના નિર્ણય પર આવવા માટે બે મુદ્દાઓ વિચારવાના રહે છે. પહેલો મુદ્દો રાજકુમારીની ઉમ્મરનો એટલે કે તે ૧૮ વર્ષની નીચેની છે કે ઉપરની? અને બીજો મુદ્દો એ કે તેને કલકત્તામાં હિરાલાલને અનીતિના ધંધા માટે રૂ. ૧૭૦૦માં વેચવામાં આવી હતી કે નહિં?

રાજકુમારીની ઉમ્મરના સંબંધમાં મુકદ્દમામાં જે સ્ટેટમેન્ટો કરવામાં આવ્યાં છે તે ઉલટાસુલટી જણાય છે. રાજકુમારી બનારસમાં તેમજ કલકત્તામાં જુદાજુદા ઘણા મુકદ્દમામાં હાજર થઇ હતી અને તેણે પોતાની ઉમ્મર ૧૪ થી ૧૬ સુધી જુદીજુદી જણાવી છે. બનારસમાં તેની ઉમ્મર ૧૬ વર્ષની લેખવામાં આવી હતી, પરંતુ જયારે તે મેજીસ્ટ્રેટ સમક્ષ હાજર થઇ ત્યારે ૧૬ થી ૨૦ વર્ષ વચ્ચેની ઉમ્મરની સંપૂર્ણ ખીલેલી છોકરી દેખાતી હતી. ફરિઆદપક્ષે એક્ષ–રેથી તેના શરીરના ફોટાઓ લેવરાવ્યા છે. એક્ષ–રેના અનુભવી કેપ્ટન આર. બેનરજીએ એ ફોટાઓ લીધેલા છે અને કેપ્ટન રાયે તે ફોટાઓ તપાસેલા છે. તેઓ કહે છે કે જો છોકરીની ઉમ્મર ૧૮ વર્ષ ઉપરની કહેવામાં આવે તો તેઓ તેનો ઇન્કાર કરી શકે નહિં.

આવા સંયોગોમાં માત્ર અમુક નિર્ણય સ્વીકારી શકાય નહિ. રાજકુમારીના સામાન્ય દેખાવ ઉપરથી તો તે મને અઢાર વર્ષની ઉપરની ઉમ્મરની દેખાય છે અને હું તેને સગીર તો નજ કહી શકું.

ફરિઆદપક્ષ રાજકુમારીને હિરાલાલને વેચવામાં અવી એવું પુરવાર કરવા મથે છે અને બચાવપક્ષ રાજકુમારીએ બનારસ છોડયું તે પહેલાં તેના પિતાએ તેને હિરાલાલ સાથે પરણાવી હતી એમ પુરવાર કરવા મથે છે. લગ્ન થયાની બાબતમાં ભરોસાપાત્ર જુબાની પડેલી મને જણાતી નથી. તેના કહેવાતા વેચાણ સંબંધી જુબાની ત્રણ સ્ત્રીઓ અને અમર-બરાદુરમલ્લે આપી છે. એ બધા સગાંઓ છે, એક બીજાના આશ્રિતો છે અને અંબરકુમારીના કબ્જામાં છે.

જે જે જાતના સાક્ષીઓ રજુ કરવામાં આવ્યા છે, જે અસંભવિત વાતો રજુ કરવામાં આવી છે અને એ બધા સંયોગો ઉપરથી જે અનુમાન કાઢી શકાય છે તે ઉપરથી તો પદમાપ્રસાદ કલકત્તે આવ્યો હોય અને કહેવાનું અનીતિમાન વેચાણું અહિં થયું હોય એ મારા માનવામાં આવતું નથી. રાજકુમારીના હિરાલાલ સાથે લગ્ન થયા કે નહિં એ કહેવું અશક્ય છે, પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે ગમે તે ગોઠવણથી રાજકુમારી હિરાલાલના કબજામાં આવી હોય પરંતુ તે ગોઠવણ કલકત્તામાં થયેલી જણાતી નથી. તે ગોઠવણ બનારસમાં થઇ હોવી જોઇએ.

બચાવપક્ષ કહેછે કે અંબરકુમારી આ મુકદમાનું મૂળ કારણ છે, કારણ કે હિરાલાલના તેજકુમારીથી થયેલા બાળકોનો કબજો મેળવવામાં તે નિરાશ થઇ હતી. તે બાળકો બનારસમાં પદમાપ્રસાદ પાસે છે. અંબરકુમારીએ

અનારસમાં બાળકોનો કબજો મેળવવા પ્રયત્ન કર્યો, પરંતુ તે ફાવી નહિં. આ મુકદ્દમો મંડાયા પછી પણ તેણે બાળકોના કબજા માટે અરજી કરી હતી, પરંતુ તે અરજી પણ કાઢી નાખવામાં આવી હતી. બેતીયાહની કોર્ટ ઓફ વોર્ડઝ પાસેથી જીવાઇ મેળવવા પણ તેણે પ્રયત્ન કર્યો હતો અને તેમાં તે નિષ્ફળ ગઈ હતી. હિરાલાલના બાળકોના કબજાથી તેને ફાયદો થાય તે સ્પષ્ટ છે. આવા સંયોગોમાં રાજકુમારીએ હિરાલાલના મકાનમાંથી નાશી જવાનો ગુન્હો ઢાકવા માટે માંડેલ દાવામાં મદદ કરવા અંબરકુમારી ખુશી હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી. વિષ્ણુકુમારી, મીનકુમારી અને અમરબહાદુરમલ્લ રાજકુમારીને મદદ કરવા ખુશી હતા એટલે અદાલતમાં જે જાતની વાત રજુ કરવામાં આવી છે તેવી વાત ઉભી કરવી એ કાંઇ મુશ્કેલી નથી. એ વાત એટલી અસંભવિત દેખાય છે કે તે માની શકાય નહિં અને અચુક પુરાવા વિના આ મુકદ્દમામાં ચોકકસ નિર્ણય પર આવવું સહીસલામત નથી. મને લાગે છે કે રાજકુમારીની ઉમ્મર અને તેના વેચાણ એ બ ામાં કેસ ટકી શકતો નથી. તેથી આરોપીને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવે છે.

## અપીલ રદ.

આ પછી રાજકુમારીએ પોતાની વય ૧૮ વર્ષની નીચેની હોવાનું પુરવાર કરવાના કારણસર ઉપરના ચુકાદા સામે અપીલ કરી હતી પરંતુ અપીલ રદ થઇ હતી.

# પરિશિષ્ટ.

## રાજકુમારી—એક કરૂણાજનક ચિત્ર.

રાજકુમારી કેવા ભયંકર જુલમો, ત્રાસો અને દુઃખોમાંથી પસાર થઇ હતી અને એ બધાને પરિણામે તેની કેવી દુર્દશા થઇ હતી તેનું આબેહુબ ચિત્ર મીસીસ કેથેરાઇન ઇ. સ્ટીવન્સે આપ્યું છે. એ ચિત્ર એટલું કરૂણાજનક છે અને એટલું સચોટ છે કે તે વાંચતાં વાંચકોની આંખમાંથી આંસુ પડયા વિના રહે તેવું નથી. એ ચિત્રમાં રાજકુમારીના સ્વમુખની પણ કેટલીક આત્મકથા આવી જાય છે. એથી એ આખુંયે છાયાચિત્ર અમે વાંચકો સમક્ષ રજુ કરીએ છીએ :—

મીસીસ કેથેરાઇન ઇ. સ્ટીવન્સ લખે છે કે જ્યારે અમે રાજકુમારીના ઓરડામાં પેઠા ત્યારે તે એક બીછાના પર શુનકાર જેવી દશામાં બેઠી હતી અને બારણા સામે વકાસી રહી હતી તેના ચહેરા પર આનંદ જરાપણ નહોતો એટલુંજ નહિં પણ તદ્દન ફીકકો, બીમાર માણસ જેવો અને ભયથી ત્રાસેલો દેખાતો હતો. પહેલાં તો અમને જોઇને પણ એ ગભરાવા લાગી.

## રાજકુમારીની ખાનદાની.

તેને અંગ્રેજી બોલતાં આવડતું નહોતું અને તેનું હિંદુસ્થાની ભાષાનું જ્ઞાન પણ ભાંગ્યું તુટયું હતું. ભય અને ગભરાટથી તેના શરીરે પરસેવાના રેબેરેબ છુટતા હતા અને હરપળે તે એક રૂમાલથી પોતાના હાથ, મોં અને ગરદન લુછ્યા કરતી હતી. તે અત્યંત દેખાવડી અને બેઠા બાંધાની હતી, અને તેની વય ૧૪ વર્ષ

કરતાં વધારે જણાતી નહોતી, અમારી મુલાકાતના હેતુ વિષે તેને ખાત્રી આપ્યા પછી તેને કંઇક હિમ્મત આવી અને જીવ હેઠો કરીને બેઠી. અમારામાં વિશ્વાસ બેઠા પછી તેણે અમારી સામે જોયું ત્યારે તેની આંખોમાં તેજ દેખાતું હતું તે ભણેલી નહોતી, પરંતુ બુધ્ધિશાળી અને સમજણી તો જરૂર લાગતી હતી. મારી બ્હેન જીનને દુભાષીયો બનાવીને મેં તેની સાથે વાતચીત શરૂ કરી. તેની વાત કરવાની રીત અને વિવેક જોતાંજ મારી ખાત્રી થઇ કે તે કોઇ ખાનદાન કુટુંબમાં જન્મેલી અને ઉંચા સંસ્કારોમાં ઉછરેલી છોકરી હતી. તેની વતમાં મને કેટલો રસ પડતો હતો; તેને માટે મને કેટલું લાગી આવતું હતું અને તેને મળવાને હું કેટલી આતુર હતી. એ બધું તેને સમજાવવાને મેં તેને તેની બાળપણથી આજસુધીની કથા સ્વમુખે કહેવા વિનંતિ કરી.

## કરૂણાજનક દશ્ય.

તેની નજર સામે પોતાનો ભૂતકાળ તરી આવ્યો. એ ભયંકર ભૂતકાળના સ્મરણથી તે કંપી ઉઠી. તેની આંખોમાં પાણી ઉભરાઈ ચાલ્યું. નાજુક વૃક્ષને કોઇ ઘા કરે અને તે તુટી પડે તેમ તેનું માથું ઢળી પડયુ. મેં તેને આશ્વાસન આપ્યું, પરંતુ તેમ તેમ તે જોરથી રડવા લાગી. હું અને મારી બ્હેન પણ આ કરૂણાજનક દશ્યથી ગળગળા થઇ ગયા. પંદર મીનીટ સુધી સર્વત્ર નિરવ શાંતિ પથરાઇ રહી. આખરે મેં તેને ધીરજ આપીને પાછી વાત ઉપાડી. તેણે પોતાના વિતકની જે ભયંકર વાતો કહી તે સાંભળીને મારૂં હૈયું પણ ધડકવા માંડયું. તે પોતે કેવી રીતે બનારસ આવી, તેને કેવા ત્રાસો વેઠવા પડયાં, ત્યાંથી કલકત્તે કેવી રીતે આવી, તેના પિતાએ પણ તેને કેવી તરછોડી તેને વેચી દેવામાં

આવી અને તે પછી તેણે જે ભયંકર નરકાગારમાં છ મહીના વિતાવ્યાં તે બધી વાતો તેણે કોઇ પણ સ્ત્રીને કહી હોય તો તે પહેલી હું જ હતી. પોતાના એ દુઃખી દિવસોનું વર્ણન કરતાં તેણે જણાવ્યું.

## નરકાગારનું બિહામણું સ્મરણ.

"મને દિવસે કે રાત્રે ઉંઘ પણ આવતી નહિં. હું જાણે મરી ગઇ હોઉં એવું મને લાગતું અને છતાં ખોળીયામાંથી પ્રાણ ગયો નહોતો. મારૂં શરીર અને આત્મા જાણે તદ્દન જુદા હોય એવું મને લાગતું. એ નર-રાક્ષસો હરપળે મને જે રીતે કચરી મ'રતા હતા! તેના કરતાં વાઘ વરૂ મને ફાડી ખાય કે ડુંગરો આવીને મારા પર તુટી પડે તો વધારે સારૂં એમ મને થયા કરતું હતું. એ નરકાગારમાં હું રહી હતી એ વિચાર માત્ર આજે પણ મને રાત્રે ઉંઘમાંથી ભડકાવી ઉઠાડે છે."

મેં તેને પૂછયું: 'પરંતુ પ્રભુકૃપાથી હવે તો તું સલામત છે ને?'"

તેણે ઉત્તર વાળ્યો, "જ્યારે માનસિંધ પોતાની કુકરી સાથે અહિં હોય છે ત્યારે તો હું સહીસલામત હોઉં એમ મને લાગે છે, પરંતુ જ્યારે તે પોતાને ધંધે જાય છે ત્યારે મને ભય લાગ્યા કરે છે કે જાણે કોઇ મારા ઓરડામાં ભરાઈ બેઠું છે અને મારૂં ગળું દાબી દે છે કે મારી છાતીમાં ખંજર ભોંકે છે!"

## "મૃત્યુ પણ મારાથી દુર નાસે છે"

મેં આતુરતાથી પૂછયું: "નેપાલના રાજા તમને કાંઇ મદદ નથી કરતા? તેમણે તો તમને મદદ કરવી જોઇએ તમારી સહીસલામતી અને જરૂરીયાતની તો તેણે જરૂર સંભાળ રાખવી જોઇએ."

તેના જીગરમાંથી એક ઉંડો નિશ્વાસ નીકળી પડયો, "અરે મેમ સાહેબ, હું તો હવે સમુદ્રમાં ફેંકી દીધેલા તણખલા જેવી છું. હું દુનિયાથી તજાયેલી છું. આજે મારૂં કોઇ નથી. હું એટલી તો કમનશીબ છું કે મૃત્યુ પણ મારાથી દુર નાસે છે."

તેની આંખમાંથી આંસુની ધારા ચાલી અને ફરી નિઃશ્વાસ નાખીને તેણે કહ્યું કે "મારાં કિસ્મતજ વાંકા છે!"

"ત્યારે તમારી સંભાળ કોણ લે છે? તમારો નિર્વાહ કોણ ચલાવે છે?"

"માનસિંઘ અને ગુરખા લીગમાંના કેટલાક મિત્રો."

## જગતનો દંભ

મેં તેને સૂચના કરી, "ત્યારે તમે પોલીસને આ બધી હકીકત કેમ નથી જણાવતાં?"

તેણે કંઈક ઉશ્કેરાઈને અને કંઈક નિરાશામાં ઉત્તર વાળ્યો, "અરે મેમ સાહેબ, એ વાતજ જવા દો ને! લક્ષ્મી અને લાગવગની સત્તા સામે હું નિરાધાર, કંગાળ છોકરી શું કરી શકું? મારી પાસે કેસ લડવાના પૈસા નથી અને મારા ગુરખા સ્નેહીઓ પણ ગરીબ છે."

"પણ આ કાંઈ ગુરખા કે બીનગુરખાનો સવાલ નથી. આતો મનુષ્યત્વનો સવાલ છે. લોકોએ તમારો સવાલ ખંતથી ઉપાડી લેવો જોઈએ"

"અરે, લોકોની તો વાતજ ન કરશો તેઓને તો માત્ર શોધાટજ કરવો છે. તેમની સહાનુભૂતિ મોઢાનીજ છે હું એ બધા દંભથી કંટાળી છું. મને અન્યાય થયો છે અને છતાં લોકો મનેજ નિંદે છે."

અમે તેને શાંત્વન આપવા ખૂબ પ્રયત્ન કર્યો, પરંતુ તેના ચહેરા પર જરાયે આનંદ ન આવ્યો. તેની આંખોનું તેજ જાણે ઉડી ગયું. તે વળી પાછી શુનકાર જેવી બની ગઈ. તેનો આત્મા તેનો દેહ છોડીને જાણે કોઈ દૂર દૂરના ભૂતકાળમાં તેના બાળપણના ખેલો અને આનંદોના સ્મરણોમાંથી આશ્વાસન શોધવા નીકળી પડયો હોય એવું લાગ્યું.

જગત તેને મદદ કરવા માટે કાંઈ કરશે? તેના ભાવિમાં આશાનું કાંઈ કિરણ છે કે? હિંદુઓ તેને પોતાનું બાળક ગણીને સ્વીકારશે કે તેનો દેહ અકાળે સ્મશાનની શાંતિમાં પહોંચે ત્યાં સુધી કાયમ માટે શરમ અને શોકની જીંદગી ગુજારવાની તેને ફરજ પાડશે?

સમાપ્ત.

Krishna Press, Bombay. 2.